૨૯૭૫

# પવિત્રપ્રમદા.

સ્ત્રીરીતિનીતિદર્શક.

સ્ત્રીસમાજ.


રચનાર

રા. ગિરિજાશંકર વિ. કાશીરામ દ્વિવેદી.



છપાવી પ્રસિધ્ધ કર્ત્તા,

મનમોહનદાસ દયાળદાસ.

મુંબઈ

ચૈત્ર સંવત ૧૯૪૩—સન ૧૮૮૭.

કિંમત ગીલ્ટના પાકા પુઠાંના આના ૧૦.

" સાદી બાંધણીના આના ૬.

# ઉપોદ્ઘાત.

**યથા રાજા તથા પ્રજા** એ નિયમને આ જગતની સઘળી પ્રજાવત વર્તે છે. જેના દૃષ્ટાંતો ઈતિહાસમાં અનેક મળી આવશે.

આ કર્મભૂમિ ભરતખંડમાં જ્યારે આપણું રાજ્ય હતું ત્યારે આર્યજનમંડળની રીતિ નીતિ શુધ્ધ સાત્વિક હતી. કાલાન્તરે મોગલાઇ થઇ ત્યારે ઉપલા નિયમને અનુસરી આર્ય પ્રજામાં મુસલમાન રાજ્યકર્તાઓની કેટલીક રીતિઓ દાખલ થઇ છે. અને હવે અંગ્રેજી આચાર લોકપ્રિય થયો છે. નવા વિચાર, નવી રીનભાતો વિગેરે જનસમાજમાં ધુમે છે તેમાં "**સ્ત્રીપુરૂષસમાન છે, માટે તે તેના જેવીજ સ્વતંત્ર છે**" એ ફાંટો પણ અગ્રેસરમાં ખપતા કેટલાકનોછે. આ સ્થલ આ પક્ષનો વિવેક કરવા માટે નથી છતાં સંક્ષેપમાં જણાવીશું કે આપણા પૂર્વજ આર્ય મહાત્માઓની દિવ્ય દૃષ્ટિ લેખે આ વિચાર પૂર્વ પક્ષનો છે. અર્થાત મનુષ્ય પ્રકૃતિનું યથાર્થ જ્ઞાન નહોવાથી કાચા અનુભવિના વિચારે સિધ્ધાંત જેવો મનાય છે.

પુરૂષ અને સ્ત્રી પોત પોતાના કાર્યમાં યદ્યાપિ પ્રધાન છે છતાં ઉભયની તુલના કરતાં, શરીરની રચના, માનસિક શક્તિ વિગેરના વિચારથી એતો સુસ્થાપિત થયું છે કે "જો કે સ્ત્રી માનનીય છે છતાં પુરૂષની આજ્ઞામાંજ રહેવાને વિધાતાએ સરજેલી છે. પુરૂષ મર્યાદાનો તે જો ઉચ્છેદ કરે તો મનુષ્યમંડળમાં અનેક આપત્તિ પ્રાપ્ત થાય. પ્રત્યક્ષ દ્દષ્ટાંત ફ્રાન્સ અને અમેરિકા છે. સ્ત્રીઓને મનમાનતિ છુટ તથા પુરૂષ સરખો હક આપવાથી તેઓ હવે પસ્તાય છે અને હાથે કીધા હઇએ વાગ્યા એમ તેઓના અગ્રેસરો માને છે. તેઓમાંની કેડલીક યુવતૂ પ્રબલાઓ તો જનની લ્હાવો લેવા અશક્ત થઇ છે અને પુરૂષોનો વ્યવહારમાં પણ સરખી રીતે હરીફાઇ ન થવાથી "યતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ" થઇ રાજા ત્રિશંકુની માફક સ્થિતિ ભોગવે છે."

પ્રાચીન, અર્વાચીન ઇતિહાસો પણ તેવીજ સાક્ષી આપે છે. જ્યારથી સૃષ્ટિ નિર્માણ થઇ ત્યારથી સ્ત્રીએ સ્વતંત્ર કોઇ પણ રાજ્ય વા અદ્‌ભુત કર્મ કીધેલાં સંભળાયા નથી. જ્યારે જ્યારે પુરૂષનો પ્રધાન આશ્રય તેને મળતો ત્યારેજ તેના સદ્‌ગુણો ઉજ્વળ જયમાં પ્રકાશતા. અર્થાત્ વાડ વગર વેલો ચડી શકતો નથી તેમ પુરૂષ વગર સ્ત્રીનું સામર્થ્ય મહાસાગરમાં વૃષ્ટિ જેવું છે. પરસ્પર આમ ગુણ પ્રધાન ભાવ

રેહેવાથી સંસાર સુખ ઊંચા પ્રકારનું મળે છે અને ઘરમાં જંપ રહે છે. કેમકે મ્યાનમાં એકજ તરવાર રહી શકે.

પ્રાચીન કાળમાં આર્ય બાલક્રિઓને, પ્રથમથીજ એવું શિક્ષણ મળતું કે જેથી તારૂણ્યમાં,

कार्येषु मंत्री करणेषु दासी
स्नेहेषु माता शयनेषु रंभा।
धर्मेषु साह्या समया धरित्री
षाड्गुण्यमेवास्ति हि धर्मपत्न्याः॥

**ભવાર્થ**—મસલત કરવામાં મંત્રી જેવી,
કાર્ય બજાવવામાં દાસી જેવી;
ધર્મકાર્યમાં ઉત્સાહ સહાય દેનારી
અને સહનશીલતાવાળી

આ છ ગુણો ધર્મપત્નીમાં સ્વાભાવિક હોય છે.

એમ એક પતિવ્રતા ગૃહલક્ષ્મી થઇ રહેતી.

આર્વાચીન કાળમાં આર્ય આચારનો પ્રાયઃ લોપ થયોછે છતાં જેમ વૃત્તિનો નિરોધ થયા પછી પણ સંસ્કારો રહે છે તેમ અદ્યાપિ પણ સકળ પ્રજાની સાથે સરખાવતાં **હિંદુ સંસાર** ઊંચ પંક્તિના સુખનું ધામ છે એમ બહુ બહુ સ્થળે બોલાયું છે, તેનું કારણ શું? એજ કે આર્ય પત્નીઓ

શ્રીમાલ સ્ત્રીઓની માફક પુરૂષ હક લેવાની ઘેલછામાં પડી નથી પણ પ્રિય પતિને પોતાના જીવન નકી સમજે છે. અને તન, મન, અને ધનથી સર્વ રીતે તેના સર્વ કાર્યમાં અમુલ્ય મિત્ર થઇ રહે છે.

આર્યમહિલાઓના જો કે આટલા ઊંચ સદ્‌ગુણો છે છતાં તે ન સમજી અંગ્રેજી ભણેલા કેટલાક તેને અભણ તથા જંગલી ઠોકી બેસાડે છે અને વચન, કલમ અને અન્ય ઉપાયોથી યુરોપની રીતિનીતિ દાખલ કરવા મથન કર્યા જાય છે. હા કષ્ટ ?

તેઓના ઉપદેશથી જેઓ ભમાયાં છે અને આર્ય ગૃહસ્થાશ્રમના આચારને અપૂર્ણ સમજે છે, તેવા સંશયીઓની શ્રદ્ધા તેના ઉપર દૃઢ બેસાડવા આ **પવિત્રપ્રમદા**નો જન્મ થયો છે.

મારા મિત્ર રા. ગિરિજાશંકર વિ. કાશીરામ દ્વિવેદીએ અમારા બે વર્ષ સુધી નિકળેલા વાર્તિક સદ્‌બોધ રસરાજના માસિકમાં કટકે કટકે એ લખી પૂર્ણ કરેલી હતી. તે લોક પ્રિય થવાથી અને મારા મિત્રો તરફથી તેને પ્રસિદ્ધિમાં આણવા અતિ આગ્રહો થવાથી તેની સંમતિથી આ **પવિત્રપ્રમદા**નું પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. તેમાં અવશ્ય જણાયાથી પ્રસંગાનુસાર કવિતાનો કેટલોક વધારો કરવામાં

આવ્યો છે. જે માનિનીઓ સમાનતાના અભિમાને સ્વામિને અપ્રસંન કરતી હશે તેઓને એક વખત આ પ્રિય સખી **પવિત્રપ્રમદા**ની જો શુધ્ધ અંતઃકરણે સંગતિ કરશે તો નિઃસંદેહ તેની રીતિમાં થોડાજ વખતમાં દેખીતો તફાવત પડશે માટે આશા છે કે ગુર્જર સંસારમંડળમાં **પવિત્રપ્રમદા**નો સારોજ આવકાર થશે

આ પુસ્તકમાં મારા મિત્ર કવિ શ્રી લાધારામ નિ. વાઘજી શર્માએ શ્રમ લઇ યોગ્ય સ્થળે સ્થળે વિષયને અનુસરતી અને સ્ત્રીઓને શિક્ષણ દેનારી કવિતાઓ કરી આપી છે માટે તેનો અંતઃકરણથી આ સમયે આભાર માનું છું.

**સંવત ૧૯૪૩** } **મનમોહનદાસ દયાળદાસ,**
**ચૈત્ર શુદિ ૯.** } **પ્રસિધ્ધકર્તા.**

ઠે૦ ભૂલેશ્વર ત્રીજો ભોઇવાડો, ઘર નં. ૫૨.

# પાત્રો.

**ગુલાબ**............મોતીબાઇની પાડોશણ.

**મણીબાઈ**.........પેહેલા દિવસની સમાજમાં પ્રમુખ.

**શિવગૌરી**.........પેહેલા દિવસની સમાજમાં ભાષણકર્તા.

**શીલવતી**.........બીજા દિવસની સમાજમાં પ્રમુખ.

**મોતીબાઈ** ......બીજા દિવસની સમાજમાં ભાષણકર્તા અને પાછળથી **પવિત્રપ્રમદા.**

**સુભદ્રા**............મોતીબાઇની સહચરી.

**સરસ્વતી**.........સેક્રેટરી.

**પાર્વતી** ......
**લક્ષ્મીબાઈ** ...
**જમનાબાઈ**...
**કેસરબાઈ** ...
**દીવાળીબાઈ**...
**હરકોરબાઈ** ...
**રામકોર** ......
} સમાજમાં મળેલી બીજી સ્ત્રીઓ.

# પવિત્ર પ્રમદા.

## પ્રકરણ ૧ લું.

### બે પાડોસણો.

**ગુલાબ**—ભાભીજી જુવો તો ખરા કે દશ તો વાગી ગયા. તમે તો એમના એમ બેસી રહ્યાં છો. ત્યારે શું આપણે આજે જઇ શકીશું કે? તમે જમી લ્યો. આવશે તો હાથે લઇ જમશે. એમને એમ ખોટી થઇ રહેશો તો પાર કેમ આવશે? ભાઇડાઓને તો સેકડો કામ હોય છે. હું તો તમારા દીએર આવ્યા હોય તોએ ઠીક નહિ તો જમી ઢાંકી મુકું છું તે ઘણાએ આવી પોતાને હાથે લઇ જમેછે. તમારે તો નવાઇ વારૂ! તમારા હાથના પીરસ્યા શિવાય મારા જેઠને ગળે ઉતરતું નહીં હોય!

**મોતી**—અલી ગુલાબ! તેં તો દહાડે દહાડે બહુ છુટ લેવા માંડી. ત્યાં જઇ આપણે શું લાડવો ખાવાનો છે? વધારે એકઠી થઇશું તો વળી કોઇને ખુવાર કરીશું. જેવા છોટાભાઇ તેવીજ તું? પછી તેમાં શું કહેવું? તું તો તબકડી તૈયારજ. નાત છે ઘણાંએ મરે અને ઘણાંએ જન્મે! બધે ગાવા નાહવા જઇએ તો ઘરનો તો ઘાણજ વળી જાય. બેન! હું તો પેહેલું ઘર અને પછી પર. તારે એટલી ઉતાવળ હોય તો જા રસ્તો મોટો છે. મને નવરાશ મળશે તો મારે કાંઇ રસ્તો અજાણ્યો નથી.

**ગુલાબ**—વોય બાઇ! એમાં તો એટલો બધો છણકો શેનો? હુંતો કહું છું જે તમે તમારે નાગા થઇને નાચોને! તેમાં મારૂં શું જાયછે. સૌ જોશે તેવું કહેશે. જોઉં તો ખરી કે તમે ગામને મોઢે કેમ ગળણું બાંધો છો. કાલેજ સૌ કહેતાં હતાં જે મોતીને તો દિન દુનિયાનું ભાનજ નથી. આખો દહાડો ઘરની ગુંસ માફક શું એ કરતી હશે? આપણે બોહોળા કુટુંબનું કામકાજ કરતાં છતાં બધે ઠેકાણે સારે માઠે

ઉજાના ઉભાજ ! એ તો આખી છે. સારૂ માઠું સર્વને છે. જોઇએ તો ખરા કે તે સારે માઠે કેમ કરે છે.

**મોતી**—હં ! તમે બધી એકઠી થઇ આજ કામ કરોછો કે ? જો પુરૂષોને તાબે રહેવાને ઈશ્વરે આપણને ન સરજી હોત તો આપણે કોણ જાણે શુંએ કરત ? પણ પરમકૃપાળુ પરમાત્માએ ગાયની માફક ગળે દોરડું બાંધી પુરૂષને સ્વાધીન કરવાને દુરસ્ત વિચાર્યું છે એટલે આપણે સુખે દુઃખે પુરૂષની આજ્ઞા માફક વર્તીએ છીએ.

**ગુલાબ**—શું ? આપણે પુરૂષની આજ્ઞામાં રહીએ છીએ ? જો પુરૂષને પરણતી વખતે ત્રાક દેખાડી કહે છે કે આ ત્રાક આ સ્ત્રી તમને ગોંચશે, સાંબેલું દેખાડી કહેછે જે આથી તમને છુંદશે, રવઇ દેખાડી કહેછે કે આથી તમને વલોવશે અને ધોંસરૂં દેખાડી કહે છે કે આ ધોંસરે તમારે જોડાવું પડશે ઇત્યાદિ; એ તમે નથી જાણતા ? આપણા માબાપ પ્રથમ ઠરાવ કરી પાછળથી આપણને તેના હાથમાં સોંપે છે. ત્યારે કહો વારૂ આપણો તેના ઉપર હુકમ કે તેનો આપણા ઉપર ? કરેલા ઠરાવ જો પુરૂષ તોડે તો તે ગુન્હેગાર ખરો

કે નહીં? ભાભીજી! તમે તો કાંઇનું કાંઇ વગર વિ-
ચાર્યું બોલ્યાજ કરો છો.

**મોતી**—આપણને અમૃતતુલ્ય શાસ્ત્રે ગણી છે તે એટલાજ સારૂ. સ્ત્રીની મતિ પાનીએ તેનું આજ કારણ. સ્ત્રીની સલાહ લેવી નહીં તે એટલાજ સારૂ! સ્ત્રીઓ વગર સમજે અનર્થ કરે છે માટેજ સ્ત્રીને દયાહિન કહીછે. તુંજ સર્વ વિચાર કરેછે ના! ભલા કહે વારૂ જો વિચાર કરતી હોત તો કાલે શાસારૂ તારો બરડો ભાંગત? દિવસમાં અસંખ્ય ગાળો ખાય છે ને દે છે, એજ તારા ડહાપણનું પરિણામ કે! ઝાઝી ચાવલી થા નહીં! તને શાસ્ત્રનું જ્ઞાન નથી. તારા તરફનું તારા ધણીને સુખ નથી. બિચારો દરરોજ તારા તરફની ગાડું ભરીને બળતરા કરેછે. શું કરે જે નસીબમાં મળ્યું તે ભોગવ્યા વિના છુટકો કે?

**ગુલાબ**—બહુ થયું બહુ. તમે તો મારા જેઠને વશ કરી લીધા છે. વળી તમારૂં પીયર પણ તવંગર છે તો તમને કેમ શુકન કહી શકે? બે ઘડી ઘરમાં રહે ત્યાં સુધી મોઢે મીઠું મીઠું બોલી મરડીઆંવેડા તમને બહુ

કરતાં આવડે છે. હું તો હૈયાની ભોળી. અમે બધું તમારા જેવું શિખ્યાંજ નહીં. ખાવું પીવું ને મોજ-મજા મારવી એ શિવાય તમારાથી બીજું શું થઇ શકવાનું છે?

**મોતી**—બેન તું જરા ધીરી થા ધીરી! શું મેં તારા જેઠને કામણટુંમણથી વશ ર્ક્યા છે? શું હું મોહિની છું? તને વળી તેમ કરવા કોણે ના પાડી. જો હું કહું તેમ કરે તો પછી તું પણ પાણીમાં પાણી કેવું મળી જાય છે તે જોઇશ.

મારૂં પીયર તવંગર તેમાં તેને શું. તેણે વળી ક્યારે મારા પીયરની અડધીની આશા કરીછે અને વળી તે ક્યારે તેનું આપેલું લે છે. બીજાના પૈસાપર આધાર રાખવો એ તો નિર્બળનું કામ છે. જે બે પૈસા કમાઇએ છીએ તેની રાબ ઘેંસ ઉકાળી ખાઇએ છીએ તેમાં બીજાને બળતરા શેની?

**ગુલાબ**—ઠીક બાઇ ઠીક તું તો બડી પક્કી છે! **શિવગૌરી** બે અક્ષર ભણી છે તે તો બિચારી તમારા જેમ નથી બોલતી. તમે તો તમારા સાથે મને ભેળવવાનો

માટ સારો રચ્યોછો. તમારી જેમ નિંદા થાય છે તેમ મારી પણ ભેગી કરાવવાનો તમે સારો ઇરાદો રાખોછો ! તમારે જાણવું જોઇએ કે હવે તમારે અમારા પંથમાં ભળ્યા શિવાય છુટકો નથી. રૂપીએ આઠ આના છુટ અમને હાલમાં મળી છે અને ઇશ્વરેચ્છા તો હવે થોડા દિવસમાં રૂપીએ રૂપીઓ મેળવીશું. સુધારાવાળાઓનું કલ્યાણ થજો જે તેઓ અમારા હકનો બચાવ કરવા બાહાર પડ્યા છે !

**મોતી**—સુધારાવાળા બિચારા અજ્ઞાનાવસ્થામાં છે. સ્ત્રી પરાક્રમની વાત માત્ર તેઓએ વાંચી છે પણ અનુભવ મેળવ્યો નથી. તેઓ પારકાને જતી કરે છે પણ પોતે વાક્યલંપટ થઇ જેમ બાયલા બને છે તેમ આપણી બેનો કરે એમ નથી. તેઓના મોંમાંથી શુકન નિકળ્યું તો બ્રહ્માંડ ઉજડ કરે પણ પોતાનું વચન સિધ્ધ કર્યા શિવાય રેહે એવી નથી. વારૂ ઇશ્વર કરે ને સુધારાવાળાની મૂર્ખતાનો પૂર્ણ પશ્ચાત્તાપ કરવા પ્રસંગ આવે તો સારૂ.

**ગુલાબ**—શું ! ત્યારે પરમેશ્વરે આપણને પણ જીવ આપ્યો છે

અને પુરૂષને પણ આપ્યો છે. તેની આપણા ઉપર હકુમત શાસારૂ જોઇએ. જેમ આપણે તેની તાબે-દારી ઉઠાવીએ છીએ તેમ પ્રસંગે તેણે પણ આપણી ઉઠાવવી જોઈએ.

**મોતી**—હા. તેં કહ્યું તે બરાબર. જીવ તો ગધામાં છે ને ઘોડામાં પણ છે. આપણે ઘોડા ઉપર બેશીએ છીએ તો ઘોડાએ કોઇ વખત આપણા ઉપર બેસવું જોઇએ?

**ગુલાબ**—ગધો ઘોડો તો પશુ છે. આપણે તો માણસ છીએ. પશુની સરખામણી માણસ સાથે કેમ થાય?

**મોતી**—કહે વારૂ પશુ અને માણસમાં શું તફાવત? જેને જ્ઞાન તે માણસ અને અજ્ઞાન તે પશુ. આપણા કરતાં પુરૂષને વધારે જ્ઞાન હોય છે. ગમે તેમ તોપણ આપણે તેનાથી બીજી પાયરીનાં છીએ. તેનો હુકમ ઉપાડવો એ આપણું કર્તવ્ય છે. તેમાંજ આપણી કીર્તિ છે, તેમાંજ સુખ છે અને તેથી મોક્ષપણ છે.

**ગુલાબ**—શું આપણે બીજી પાયરીના છીએ? તમે નથી જાણતા કે સ્ત્રી હોય તોજ પુરૂષની આબરૂ છે. સ્ત્રી એજ ઘરનો શૃંગાર છે; સ્ત્રી વિના સર્વ સુનું છે; જો

આપણે બીજી પાયરીના હોત તો પુરૂષો જોઇએ તેટલા પૈસા ખરચી સ્ત્રીઓને પરણત નહીં. તમે તમારે જોઇએ તેમ કહો પણ હું તો કહું છું કે, આપણે પુરૂષ કરતાં હજાર દરજ્જે શ્રેષ્ટ છઇએ. પુરૂષપર સ્ત્રીની હકુમત હોય તોજ ઘર આબરૂદાર ગણાય. જોતાં નથી કે આજકાલ જેટલાં મોટાં તેના ઘરમાં સ્ત્રીઓનુંજ રાજ્યછે અને તેથીજ તેમની આબરૂ ગણાય છે.

**મોતી**—એતો ખરૂં છે કે જ્યારે ભણેલા પુરૂષો અંતઃકરણમાં જાણતા છતાં પોતાનો દુરાગ્રહ છોડતા નથી ત્યારે અર્ધદગ્ધ સ્ત્રીઓ તે કેમ છોડે? જો તું કહેછે તેમજ હોત તો સ્ત્રીઓને પુરૂષની દરકાર રાખવાની કાંઇજ જરૂર નથી. પુરૂષને જો શિરછત્ર ન હોત તો શું સ્ત્રીઓ પાઘડી અંગરખો ઘાલી રળી લાવત કે? સ્ત્રી રળવા જાત ત્યારે પછી ઘરની વ્યવસ્થા કોણ કરત! અને કરત તો કેવી ઉત્તમ રીતે થાત. એ બધું જોવાનું બાકી છે હજી!

**ગુલાબ**—અરે તમે તો રળી લાવવાનું કહો છો પણ યુરોપ,

અમેરિકા વિગેરે દેશોમાં તો સ્ત્રીઓ અસંખ્ય પૈસા કમાય છે. કેટલીક દુકાનદારી ચલાવે છે. કેટલીક બારિસ્ટરોનું કામ કરેછે. કેટલીક ડાક્ટરનું કામ કરેછે. ત્યારે શું તેમના ઘરનું કામ પડી રહેતું હશે કે? નોકરો રાખી સૌએ કામ કરાવી શકાયછે. વળી અહીં પણ બે ચાર સ્ત્રીંઓ કન્યાશાળાની વડી શિક્ષક છે. તેઓનો ઘરસંસાર કેવો ચાલેછે તે તમે જાણો છો? સ્ત્રી જાત થઇને સ્ત્રીના હકને ધકકો પોહોંચાડનાર હજી તમારા જેવી સ્ત્રીઓ સ્ત્રીવર્ગમાં છે ત્યાં સુધી અમારૂં કામ જલદી કેમ રસ્તે પડે?

**મોતી**—ત્યારે તમારૂં કહેવું એમ કે, આપણે યુરોપ, અમેરિકા દેશોની સ્ત્રીઓના જેવી છુટ મેળવવી જોઇએ!

**ગુલાબ**—હાજ તો!

**મોતી**—તું જાણે છે કે આપણા ધર્મ કર્મમાં અને તેઓના ધર્મ કર્મમાં પુષ્કળ તફાવત છે. વળી તેઓના કાયદા પણ આપણાથી જૂદા છે. તેઓની સ્ત્રી પુરૂષ છતાં બીજા પુરૂષની પ્રીતિ કરી તેને તલાક આપી શકે છે. આપણાથી એમ બનશે કે? તેઓ વ્યભિચારમાં

દોષ માનતા નથી વાસ્તે આપણે પણ તેમજ કરવું કે ?

**ગુલાબ**—જો આપણે સુખજ ભોગવવું હોય તો ધર્મ રૂઢીનો શાસારૂ વિચાર કરવો જોઇએ ? આપણાપર રાજ્ય કરનાર તે દેશના લોક છે ત્યારે પછી કાયદા તો જો આપણે કરાવવા માંગીએ તો ત્યાંના જેવા થઇ શકશે.

**મોતી**—વારૂ ! જ્યારે તું કહે છે કે સુખ મેળવવું હોય ત્યારે ધર્મ રૂઢીનો શાસારૂ વિચાર કરવો જોઇએ. ત્યારે હું તને પુછું છું જે તું આજનું ઘરનું કામકાજ મૂકી રડવા જવા તૈયાર થઇ છે તેમાં કાંઇ પણ ધર્મ નથી તેમ સુખ નથી પણ કેવળ રૂઢી છે અને કેવળ રૂઢીના વાસ્તે તું મારી સાથે એટલો વાદવિવાદ કરવા તૈયાર થઇ છે, ત્યારે કદાચ આપણા સ્વાર્થની બાબતમાં ધર્મ કે કોઇ એવી બીજી બાબત આવે ત્યારે તું શું ન કરે ? એમજ કહેને કે સુખ દુઃખનો કાંઇ વિચાર કરવાની જરૂર નથી. મનગમતું કરવામાં કાંઇ બાધ નથી. પછી તે ગમે તેવુ હોય અને મેં કહ્યું છે તે પ્રમાણે આપણી બેનો દુષ્કર્મ કરવા વાસ્તે ધર્મ, રૂઢી, નિયમ

કે કોઇનાપર આધાર નહીં રાખી પુરૂષાદિકને એવી રીતે સંતાપશે કે જે લોકો સ્ત્રીઓને વગર વિચારની છુટ આપવા તૈયાર થયા છે તેજ લોકો પાછળથી સ્ત્રીવર્ગની છુટ છીનવી લેવા પ્રયત્ન કરશે.

**ગુલાબ**—બાઇ તમે તો આડી અવળી બહુ વાત કરોછો. હું તે તમારી સાથે કેટલી માથાફોડ કરૂં. તમે તો મને વચને વચને બાંધો છો. હવે વખત થઇ ગયો છે વાસ્તે હમણા તો હું જાઊંછું. કાલે આપણા શેહેરની પેલી પ્રસિધ્ધ પામેલી સર મંગળદાસની કન્યાશાળામાં સ્ત્રીસમાજ મળનાર છે ત્યાં જો તમે મારી સાથે આવશો તો તમે અમારા વિચાર કેવી રીતના છે તે સાંભળશો. ત્યાં કાલે **શિવગૌરી "સ્ત્રીઓને છુટ આપવાની અગત્ય"** એ વિષય ઉપર ભાષણ આપનાર છે અને આપણી કન્યાશાળાની શિક્ષક પ્રમુખસ્થાને બિરાજસે. તેને શાસ્ત્રનું સારૂ જ્ઞાન છે અને તે તમે જે જે સવાલ કરશો તેનું નિરાકરણ કરશે.



# પ્રકરણ ૨ જું.

## સ્ત્રી સમાજ.

સ્થળ—સર મંગળદાસની કન્યાશાળા.

**સરસ્વતી**—બેનો! હું મારા અધિકાર મુજબ જણાવું છું જે સમાજનો વખત થયો છે. ઠરાવ મુજબ આજનું પ્રમુખસ્થાન આપણી કન્યાશાળાની વડી શિક્ષક **મણીબાઇ** લેશે.

**પાર્વતી**—સરસ્વતીબાઇના અભિપ્રાયને હું મળતી છું.

(તાળીઓ.)

**મણીબાઇ**—પ્રમુખસ્થાને બેસવા આપણી બેનો તરફથી જે ઉત્સુકતા બતાવવામાં આવી છે તેનાં વાસ્તે હું સર્વની આભારી છું. આજ દિને **શિવગૌરી "સ્ત્રીઓને છુટ આપવાની અગત્ય"** એ વિષયપર ભાષણ આપશે તે સૌ બેનો લક્ષપૂર્વક સાંભળશો.

**શિવગૌરી**—બેનો! સમાજની અંદર નિબંધ લખી વાંચવાનો આ મને પ્રથમ પ્રસંગ છે. મારૂં જ્ઞાન સાધારણ છે એમ સર્વ બેનો જાણે છે. મારા વિચા-

રમાં કાંઇ ફેરફાર હોય તો સમાજમાં આવેલી બેનો સુધારશે એવી મને આશા છે.

## ઇશ્વર સ્તુતિ.

### વસંતતિલકા.

સ્નેહે સુણો સુખદ સાણી સખી સલુણી,
છે જ્ઞાન ખાણમણમાં મુજ બોધ પુણી;
યાચુ તથાપી જગદીશ્વર દેવ પાસે,
સ્ત્રીને અગત્ય શુભ છૂટ વિષે વિલાસે.

### હરિગીત.

જયદેવ જગદાધાર સુંદર વિનતિ આ લઇ લક્ષમાં,
શિક્ષણગૃહી સ્ત્રીજનસહુ મળીયાં માહાગુણ દક્ષમાં;
તેને અવસ્ય તું છૂટ આપી અનંત કષ્ટ તું કાપજે,
પ્રતિબંધ કરજન અંધજનનો નાશ કર તું અપાપછે.

**બેનો!** ઘણા પ્રાચીન કાળમાં આપની બેનો સારી રીતે ભણુતી હતી એ ઇતિહાસ ઉપરથી સિદ્ધ થાય છે.

કેટલાક કાળ પેહેલાં આપણે રૂઢી બંધનની બેડી પેહેરી અજ્ઞાન દશામાં રહ્યા હતા. હાલમાં શાળાઓ થવાથી આપણે થોડું થોડું શિખીએ છીએ. હાલના વખતમાં આપણી અજ્ઞાની બેનોને તેના પુરૂષો ધાતકી રીતે મારે છે. જો તેમ આપણી સાથે આપણો પુરૂષ વરતે તો આપણે તેને ક્યારનાએ પોલીસના દરવાજે લઇ ગયાં હોઇએ. આ આપણા જ્ઞાનનોજ પ્રતાપ. આપણી જાતીમાં સ્ત્રીઓની સ્વતંત્રતા ઉપર તરાપ મારવાને ઘણા અજ્ઞાની લોકો ટાંપી રહ્યાં છે. આપણે આપણા પુરૂષની સાથે પારસી અને યુરોપીયનની પેઠે હાથ મેલાવી બહાર નિકળીએ તો આપણી જાતવાળાની આંખોમાં અંગારા પડે છે. આપણે સારૂં લુગડું પેહેર્યું તે પણ જાતવાળા દેખી શકતા નથી. ભોગજોગે આપણી જે બેનો ભણેલી છે તેને કાંઇ સંતતિ નથી એ ઉપરથી અજ્ઞાન વર્ગને આપણા ભણતરને સંતતિ ન થવાનો આરોપ ચડાવતા સારો આવડયો છે. આપણને પુરૂષની પેઠે ફરવા હરવાની છુટ મળવી જોઇએ. આપણને પુરૂષની

માફક સર્વ સરખા હકો મળવા જોઇએ. આપણે સર્વ બેનોએ સાથે મળી સરકારને અરજી કરવી જોઇએ કે અમારી અજ્ઞાની બેનોપર અને અમારામાંની કેટલીકનાપર જે બેહદ જૂલમ ગુજરે છે તેનો અટકાવ કરવા કાયદો ઘડી તેવા લોકોને સખત સજા કરવી જોઇએ. પુરૂષ અમને પુછ્યા વિના ગમે ત્યાં ભટક્યા કરે છે. ને અમે પુરૂષને ક્યાંઇ જવું હોય ત્યાં જવા શું કરવા પુછીએ? પુરૂષને અમે ઘર સંસારી કામકાજમાં મદદ કરીએ છીએ અને તે આપણને રળી ખવરાવે છે તેમાં કાંઇ નવાઇ કરતા નથી. હવે વખત થવા આવ્યો છે એટલે મારે જણાવવું જોઇએ કે સ્ત્રીઓને છુટ આપવાની પુરતી અગત્ય છે. જ્યાંસુધી આપણને પુરતી છુટ નહીં મળે ત્યાંસુધી આપણે દેશ સુધારાનાં કાંઇ પણ કામ કરી શકશું નહીં. ત્યાંસુધી આપણે નામના વધારી શકશું નહીં. ત્યાંસુધી આપણે મૂર્ખ લોકોએ કરેલી બંધનની બેડીથી મુક્ત થઇ શકશું નહીં. વાસ્તે આખરે સર્વ બેનોને મારે એજ ભલામણ કરવાની છે કે સર્વ સાથે

મળી એક સંપ કરી છુટ મેળવવા પ્રયત્ન કરીશું તો જલદી આપણા કામમાં પાર પડીશું. આખરે ઈશ્વરની પાસે એજ માગુંછું જે મારી સર્વ બેનોને એકદમ સ્વતંત્રપણું આપવા કૃપા કર.

**મણીબાઇ**—બેન શિવગૌરીએ જે ભાષણ આપ્યું તે તમે સાંભળ્યું હશે. તેનાપર તમને જેવા વિચાર દર્શાવવા હોય તેવા વિચાર દર્શાવશો. કપાલે કપાલે જુદી મતિ છે. સભાના નિયમને ધક્કો ન પોહોંચે તેમ અને સભ્યતાનો ત્યાગ ન કરતાં સર્વ પોતાના વિચાર દર્શાવશો.

**મોતી**—સમાજમાં મળેલી સર્વ બેનો! ગુલાબ બાઇના આગ્રહ ઉપરથી હું આ સમાજમાં આવી છું. આજ મને કાંઇ પણ બોલવું પડશે એવી ખબર નહોતી અને હું જ્યારે આપણી બધી બેનોની વૃત્તિ બદલાઇ ગયેલી જોઉં છું ત્યારે મારા બોલવાની અસર જેવી જોઇએ તેવી થશે કે નહીં એ બાબતમાં મને સંદેહ છે તોપણ મારા મનના ઉભરા મને શાંત ન રહેવા દેવાથી યથા બુદ્ધિ બોલ્યા શિવાય ચાલતું નથી.

## પદ.

પરમેશ્વર ઉપકાર પ્રિયસખી પરમેશ્વર ઉપકાર—ટેક.

પૂર્વે કાળમાં સકળ સતી જન,

ભજીને નિજ ભરથાર—માનો પરમેશ્વર ઉપકાર. ૧

સત્ય સનાતન ધર્મ સાચવી,

પામ્યા ભવજલ પાર—માનો પરમેશ્વર ઉપકાર. ૨

પતિ પરતંત્રપણામાં રેહેવું,

ગણી નિજ પ્રાણાધાર—માનો પરમેશ્વર ઉપકાર. ૩

આજ કાલના અતિ ઉલટા છે,

કલિના ક્લિષ્ટ વિચાર—માનો પરમેશ્વર ઉપકાર. ૪

ચારૂ ચાતુરી ચતુર ન ચૂકે,

ચિત્ત તજી સુવિચાર—માનો પરમેશ્વર ઉપકાર. ૫

સઘળાં સ્વાતંત્ર્યવિષે સમજી,

પતિપર પ્રેમ અપાર—માનો પરમેશ્વર ઉપકાર. ૬

સુખદાહન મનમોહન પ્રભુપર,

કરવો અતિશય પ્યાર—માનો પરમેશ્વર ઉપકાર. ૭

ધર્મ કર્મના મર્મ વિનાનાં,
ડાહાપણ સર્વ અસાર—માનો પરમેશ્વર ઉપકાર. ૮
પ્રિય પતિ ભક્તિ વિષેજ વિશેષે,
જે દૃઢ મન નિરધાર—માનો પરમેશ્વર ઉપકાર. ૯
શ્રીગિરિધારી સુખકારી સ્મરી,
સફલ કરો સંસાર—માનો પરમેશ્વર ઉપકાર. ૧૦
આ સાધારણ શક્તિયુક્ત મુજ,
અનુમતિ અતિ અભિરામ—માનો પરમેશ્વર. ૧૧
ધરિને શ્રીહરિ સમ પતિ શરણે,
સ્મરણે લાધારામ—માનો પરમેશ્વર ઉપકાર. ૧૨

બેનો! "**સ્ત્રીઓને છુટ આપવાની અગત્ય**" એ આજનો વિષય છે. આ વિષય કેવળ હમણાં પારસી યુરોપીયન સ્ત્રીઓની છુટને લીધે આપણી બેનોને તેવી છુટ મેળવવા વાસ્તે ચર્ચાય છે. દરેક કામ કરવા પેહેલાં પૂર્વાપર તપાસવું જોઇએ. પારસી, યુરોપીયનો હમણાજ સુધર્યા છે પણ આગ-

જૂના કાળમાં તે આપણા જેવા સુધરેલા નહોતા. આપણે **આર્ય**–સુધરેલા કહેવાઇએ છીએ ત્યારે આગળ આપણી બેનોને છુટ મેળવવા ઇચ્છા નહીં થઇ હોય ? જેણે મુગલાઇ વખતની વાત સાંભળી હશે તે જાણુતી હશે કે મુસલમાન કોમની સ્ત્રીઓ હમેશ ઓઝલમાં રહેછે અને હજી પણ મુસલમાની કોમમાં ઘોસાનો રીવાજ છે તેના કરતાં હાલમાં આપણે વધારે છુટ ભોગવીએ છીએ. દરેક કામમાં ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ એવા ત્રણ ભેદ છે. સ્ત્રીઓ સર્વદા પુરૂષથી હલકી છે કારણ કે સ્ત્રીવર્ગની જે ઇન્દ્રિયો બળવાન છે તે ઇન્દ્રિયો વ્યવહારના કામમાં સ્ત્રીઓ વધારે પડે એમ સૂચવતી નથી.

"ઘણા પ્રાચીન કાળમાં આપણી બેનો જાણુતી હતી." આ કહેવું ખરૂં છે પણ તેમનો ભાવ આપણામાં કોઇ સમજી શકયું નહીં હશે. આપણા પ્રાચીન પુસ્તકોમાં સદ્ગુણ મુખ્ય હોઇ સત્વગુણ પ્રાધાન્ય હતો. સ્ત્રીવર્ગને નીતિ માત્ર શિખવવામાં આવતી. પુરૂષને ઘર વ્યવહારના કામમાં મદદ કરવી

એજ આપણું કર્ત્તવ્ય છે. હાથી સરખાને પણ અંકુશની જરૂર છે તો આપણે વાસ્તે પણ અંકુશ જોઇએ. જેમ બીજા ભમાવે છે તેમ સ્વતંત્ર થવા ઇચ્છનાર બેનોએ પ્રથમ સ્વતંત્ર થએલી કોઇ વૃદ્ધ સ્ત્રી પછી જોઇએ તો તે પારસી હોય કે જોઇએ તો તે યુરોપીયન હોય તેને તેના સુખ વાસ્તે જઇને પુછવું અને પછી આપણે બહાર પડવું. આ શિવાય બીજું ઘણું બોલવું છે પણ બીજી બેનોના વિચાર મારે સાંભળવા છે વાસ્તે બીજા વિચાર કોઇ બીજા પ્રસંગે જણાવી હાલમાં માત્ર એટલુંજ કહું છું જે આપણે જે કાંઇ અનુકરણ કરવા માગીયે છીયે તે ભૂલ ભરેલું છે. તેનું પરિણામ સારૂં આવનાર નથી. આજકાલના પારશીઓની સ્થિતિ દયામય છે. તમાચો મારી મોં લાલ રાખનાર ઘણા પુરૂષો મળી આવે છે. આપણે આપણો સનાતન ધર્મ ખરો માનવો. પુરૂષને પરમેશ્વર તુલ્ય માનવો અને આવી કુથલી કરવા કરતાં કોઇ મહાત્મા પાસેથી દુરાગ્રહ છોડી જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો અને આમ કરવાથીજ આપણને સુખ ને મોક્ષ મળશે. એટલુંજ કહી હું બેસવા રજા માગુંછું.

**ગુલાબ**—આજે મોતીબાઇએ જે અભિપ્રાય આપ્યો તે તમોએ સાંભળ્યો. બાપનો કુવો હોય તેમાં બુડી મરાય નહીં. કાળે કાળે ધર્મ કર્મની વ્યવસ્થા બદલાતી આવે છે. પ્રાચીન કાળમાં આપણી બેનોને જ્ઞાન હતું પણ પોતાના હકો સમજવાનું જ્ઞાન હશે નહીં. આજે આપણે હકો સમજવા શિખ્યા છીએ તો માંગવા પણ શિખવું જોઇએ. **"માંગ્યા વિના મા પણ ન પીરસે."** એ પ્રમાણે જો આપણે મુંગે મોંઢે બેસી રેહેશું તો આપણી સિદ્ધિ નથી. ઇશ્વરે સ્ત્રી પુરૂષને સરખાં સરજ્યાં છે. આપણે પુરૂષનો કામમાં ઉત્તમ સહાય કરીએ છીએ. સ્ત્રીવિના ઘર વ્યવહાર સુનો છે. વાસ્તે મોતીબાઇનું કહેવું વાજબી નથી. શિવગૌરીના કહેવા મુજબ અમલ કરવો એ આપણું કર્ત્તવ્ય છે.

**લક્ષ્મીબાઇ**—આજે આપણને ઘણો આનંદ થવો જોઇએ કે આપણી સમાજમાં મોતીબાઇનું આગમન થયું. તેનું કહેવું જો કે કેટલીક બેનોને નહીં રૂચે પણ જેમ કડવું ઔષધ રોગનો નાશ કરે છે તેમ તેનું બોલવું

આપણી ભૂલનો નાશ કરનાર છે. હું હરવખત કહેતી આવી છું કે દરેક કામ વિચારીને કરવું. નવા જુના વિચારમાંથી સારા સારા શોધી કાઢવા જોઇએ. આપણા વૃધ્ધો મૂર્ખ નહોતા. આપણું બધું સારૂં હતું તેમાં કાંઇ સંશય નથી. સ્ત્રીઓને છુટ હાલમાં જે અપાય છે તે બરાબર છે. મારો વિચાર તો તેમાં પણ કેટલોક ઘટાડો કરવાનો છે પણ વધારો કરવાનો નથી.

**જમનાબાઇ**—આજે આપણી સમાજમાં બે મત પડ્યાં છે. એકનું કહેવું એવું છે કે પારસી, યુરોપીઅનની માફક આપણને છુટ મળવી જોઇએ અને બીજો પક્ષ કહેછે કે જે છુટ છે તે બરાબર છે. હવે મારે કયો પક્ષ લેવો તેની સમજ પડતી નથી. શિવગૌરીનું કહેવું સમયને અનુસરતું છે પરંતુ પ્રમાણ વિનાનું છે. મોતીબાઇ વિગેરેનું કેહેવું સનાતનધર્મને અનુસરતું અને વાજબી છે. મારે આજે જે બોલવું છે તે એટલુંજ કે પતિ પત્નીના ધર્મ યથાર્થ આપણને સમજાવા જોઇએ અને જે કોઇ બેનો આ વિષયનું જ્ઞાન

મેળવી આપણને તેના લાભ આપે તો આપણા વિચારમાં સારો સુધારો થઇ શકે. જો **મોતીબાઇજ** આ કામ માથે ઉપાડે તો બીજા કરતાં સારી અસર કરી શકશે.

**પાર્વતીબાઇ**—આજ કાલ ધર્મશાસ્ત્રની પ્રવૃત્તિ ઘણીજ થોડી છે. દરેક કામમાં ધર્મશાસ્ત્રનો વિચાર કરવામાં આવતો નથી તો આપણી બાબતમાં ધર્મશાસ્ત્રનો વિચાર શાસારૂ જોઇએ? પશુ પક્ષી વિગેરે પણ સ્વતંત્ર રહેવામાં વિશેષ સુખ માને છે તો આપણે માનીએ તેમાં શું? આપણી કેટલીક બેનોએ સ્વતંત્રતાનું સુખ જોયું નથી એટલે તેમને શું ખબર. ઘાંચીનો બળદીઓ ઘાણીમાંજ પીલાયા કરે. શિવગૌરીનું કહેવું વાજબી છે. આપણને અવશ્ય છુટ મળવી જોઇએ અને જો ઘટિત છુટ ન આપે તો લડીને પણ લેવી.

**મણીબાઇ**—આજના વિષય સંબંધી વાદવિવાદ ઘણો ચાલ્યો છે અને હજી કેટલીક બેનો બોલવા આતુર છે તેમજ મારે પણ કેટલુંક બોલવું પડશે વાસ્તે જો સર્વની

મરજી હોય તો આ સભા આજથી આઠ દિવસ સુધી મુલતવી રાખીએ જેથી વધારે વિષયની ચર્ચા ચાલે. વખત પણ થઇ ગયો છે.

સઘળીઓએ સભા મુલતવી રાખવા અનુમત આપવાથી અને મોતીબાઇએ નિચેનું પદ ગાઇ સંભળાવી સમાજ વિસર્જન થઈ.

## પદ. (સર્વ રાગમાં.)

જપ તું રામ નામ સુજન સ્નેહથી સદારે—(એ રાગ.)

સુખદપદસરોજ દેવદેવ શ્રીમુરારે,
વંદનીય આપ છો અધીશ ઓ અમારે;
આ અસાર ભવસમુદ્રમાં તું એક તારે,
શરણ આજ આ સમાજ ઈશ છે તમારે. ૧
સ્ત્રીજનો અહી સુશિક્ષણો ક્ષણે ક્ષણેરે,
આપના અનંત સદ્ગુણો મને ગણે રે;
ધર્મ કર્મને સુમાર્ગ તું ચડાવ્ય સારે,
શરણ છે સદૈવ દેવ આ સમાજ તારે. ૨

તેથકી નકી તું નાથ સહ્ય હાથમાંરે,
પ્રેરિને સુબુધ્ધિ સિધ્ધિ સુજન સાથમારે:
રૂડી રીતી પ્રીતી નીતિ હૃદય ના વિસારે,
શરણ આજ આ સમાજ ઈશ છે તમારે. ૩
આજ કાલ કાળધર્મ ક્રૂર કુપ્રચારે,
બનિ સુદક્ષ બેન કોઇ અપરના વિચારે;
સર્વનો તું ગર્વ હારનાર હરિ સુધારે,
ભ્રમ ન પામશો જનો વિસર્જને સભારે. ૪

---

## પ્રકરણ ૩ જું.

સ્થળ—દેવમંદિરમાં પુરાણીની કથા.

રસ્તામાં બધી સ્ત્રીઓ જતી હતી એટલામાં એક દેવમંદિરમાં કોઇ પુરાણી કથા વાંચતો હતો તે જોવા બધી સ્ત્રીઓ બેઠી રહી. જોગ પણ એવો મળી આવ્યો કે આ પુરાણી આવા સ્ત્રીઓના ધર્મ એ વિષય શ્રોતાઓને સમજાવતા હતા. ત્યાં આ બધી

સ્ત્રીઓનું ટોળું તે કથા સાંભળવા બેઠું. પુરાણીનું કેહેવું નિચે મુજબનું હતું.

"સ્ત્રીઓએ અવશ્ય પુરૂષની આજ્ઞામાં રહેવું જોઇએ. ગમે તેવો રોગી, દુરાચરણી, પાપી, ઘાતકી પુરૂષ હોય તોપણ જે સ્ત્રી પોતાના પતિની અવગણના કરેછે તે રૌરવ નરકમાં જાય છે. જે સ્ત્રી પતિનેજ પરમેશ્વર માને છે તેને સાક્ષાત્ પરમેશ્વર પણ બાધ કરી શકતા નથી. સ્ત્રીનું દૈવત, શૃંગાર સુખ, એ પતિજ છે. પતિ વિનાની બધી આપત્તિજ જાણવી. સ્ત્રી પુરૂષે સાથે મળી ઐહિક પારલૌકિક ધર્મનાં કામ કરવાં. જે સ્ત્રી પતિની આજ્ઞા વિરૂદ્ધ વર્તે છે તે આ જન્મમાં અનેક પ્રકારના અસાધ્ય રોગોથી પીડાય છે અને બીજા જન્મમાં વારંવાર વૈધવ્ય ભોગવે છે. વાસ્તે સ્ત્રી જો સુખની આશા રાખતી હોય તો તેણે સદૈવ પોતાના પતિની સેવા કરવી."

આવી રીતના પુરાણીનાં વચન સાંભળી બધી સ્ત્રીઓ મનમાં નવીન તર્કો કરવા લાગી. કેટલીકના મન તો અહીંથીજ ફરી ગયાં. અને કેટલીકે દર રોજ કથા સાંભળવા નિશ્ચય કર્યો.

## સ્થળ—માર્ગ.

આગળ ચાલતાં આ સ્ત્રીઓએ બે પાડોસણોને લડતાં જોઇ તે તમાસો જોવા ઉભી રહીઓ. પેલી સ્ત્રીઓ એક બીજાને પરસ્પર કેવી રીતના બોલો બોલી ભાંડતી હતી તે મોતીએ બીજી સ્ત્રીઓને સાંભળવા કહ્યું. આખરે કજીયા કરનારી સ્ત્રીઓમાંની એક ભણેલી અને બીજી અભણ હતી. અને તેઓ બંને દેરાણી જેઠાણી થતી હતી. તેઓની તકરારનું મૂળ પેલી ભણેલી સ્ત્રી ઘરનું કામકાજ બરાબર કરતી નહોતી તે હતું. અને કેટલાક કામમાં તો તેને બીલકુલ શુદ્ધિ નહોવાથી તેને બીજી સ્ત્રીઓ ધિક્કારતી હતી અને કહેતી હતી કે “ ભણતરમાં ધૂળ પડી. અમે નથી ભણ્યા એના કરતાં સારા કે અત્યારસુધી એક બોલ સરખો પણ ઘરના કોઇ માણસ અમને કેહેવા પામ્યા નથી. આજ કાલની ભણેલી સ્ત્રીઓ તો જો ઘરમાં ચાકર ભટ હોય તો ઘર ચલાવે, નહીં તો ધણી બીચારો બાઇડીનું કામ કરે તો ઘર ચાલે, નહીં તો પછી દરરોજ ઘરમાં તોફાનનું તોફાનજ. એવું ભણતર ભણવું

તેના કરતાં ઘરનું કામ શિખવું એ શું ખોટું ? આપણે ભણતર ભણીને ક્યારે નામું લખવું છે, અને ક્યારે હીસાબ કરવા જવા છે. આપણે તો આપણી છોકરીઓને કાંઇ ભણાવવાનાં નથી. ભણેલી સ્ત્રીઓને બુટ, સ્ટોકીંગ, લાઈટ, ઊંચી સાડીઓ જોઇએ. તે પછી પુરૂષ જોઇએ તેમ કરી લાવી આપે તો ઠીક, ના નહીં તો પછી પુરૂષ ઘાતકીપણું ગુજારે છે એમ કહી કોર્ટમાં તેની સામે ફરીયાદી માંડવા તૈયાર થાય.”

આવી રીતનું બોલવું સાંભળી બધી જણીઓ ચકિત થઇ ગઇઓ અને પોતાના મનમાં પસ્તાવો કરવા લાગી. પરસ્પર વાતો કરવા લાગી કે લૌકિકમાં તો ભણતરનો દોષ સૌ કાઢે. એનું કારણ ભણતર નથી પણ આપણી ભૂલ છે અને તે સુધારવી જોઇએ; વાસ્તે આપણે હવે **મોતીબાઇના** બોધ પ્રમાણે ચાલીશું જેથી ઘર વ્યવહારનું પણ કામ શિખી તેની માફક પતિની માનીતી થઇશું.



# પ્રકરણ ૪ થું.

## બીજો દિવસ—સ્ત્રીસમાજ.

સ્થળ—સર મંગળદાસની કન્યાશાળા.

**મણીબાઇ**—એનો ઠરાવ પ્રમાણે વખત થવા આવ્યો છે અને આજનો વાદવિવાદ જોવાને સભામંડળ સારૂં જામ્યું છે. હવે વિલંબ કરવાનું પ્રયોજન નથી. આગલી સભામાં બેન **શિવગૌરીએ "સ્ત્રીઓને છુટ આપવાની અગત્ય"** આ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું એ આપણે સૌ જાણીએ છીએ. આજ કેટલુંક નવીન સ્ત્રીમંડળ આવવાથી ગયા વખતના ભાષણમાંના વાદવિવાદના મુદ્દાઓ સભાનું કામ ચાલવા પેહેલા તેઓને જાણવા હું કહી સંભળાવું છું.

૧.—સ્ત્રીવર્ગ પ્રાચીનકાળથી વિદ્યાભ્યાસ કરતો આવેલો છે.

૨.—આજ કાલ પુરૂષ તરફથી સ્ત્રીવર્ગપર ગુજરતા ઘાતકીપણાનો અટકાવ થવો જોઇએ.

૩.—ઈશ્વર નિર્મિત સ્ત્રીપુરૂષોના સરખા હકો છે. સ્ત્રી, પુરૂષ જેટલું સ્વતંત્રપણું ભોગવવાને પાત્ર છે. પારસી, યુરોપીયન જેટલી છુટ આપણને મળવી જોઇએ.

૪.—પોતાની બેનોના હકનું રક્ષણ કરવા સર્વ બેનોએ પરસ્પર મદદ કરવી જોઇએ. આ ભાષણના સંબંધમાં ગઇ સભામાં મોતીબાઇએ પૂર્વપક્ષ ઉઠાવ્યો હતો અને કહ્યું હતું કે સ્ત્રી સર્વદા પુરૂષની આજ્ઞામાં રહેવા યોગ્ય છે. સ્ત્રી પરતંત્ર છે. લેવા ઇચ્છેલી છુટ ભવિષ્યમાં દુઃખકારક નિવડશે, પ્રાચીન અને આધુનિક કેલવણીમાં બહુ ફરક છે.

આ વિષય સંબંધમાં વિશેષ વાદ થાય એ હેતુએ આજે સભા મુલતવી રાખી હતી. સર્વ બેનોને સ્વતંત્રતાથી પોતાના વિચાર જણાવવા છુટ છે.

**કેસરબાઇ**—ગઇ સભામાં ચાલેલ વાદવિવાદના સંબંધમાં આટલા દિવસ મને વિચાર કરવા છુટ મળી તેથી હું મારા વિચારમાં યથાશક્તિ સુધારો વધારો કરી શકીશું. બેનો ! મોતીબાઇ કહે છે કે આપણા સર્વ રીત રીવાજનો મુખ્ય આધાર ધર્મશાસ્ત્રપર છે. આપણા

ધર્મશાસ્ત્રમાં મનુષ્યવર્ગના ઉત્તમ સુખના માર્ગો દર્શાવ્યા છે અને તેનું અનુકરણ કરવું એ આપણું કર્ત્તવ્ય છે એ નિર્વિવાદ છે. આપણા સુખ દુઃખના સુગમ માર્ગો આપણે તપાસવા જોઇએ. આપણી સમજ પ્રમાણે આપણે પુરૂષો તરફથી યથાર્થ રીતે પોષાતાં નથી. આમાં પુરૂષોની ભૂલ નથી પણ આપણી છે. સ્ત્રીવર્ગનું કર્ત્તવ્ય સ્ત્રીવર્ગ બરાબર સમજે અને બજાવે તો પુરૂષ હીરની ફેલ જેવો વર્તે. અમુક સ્ત્રીને તેના પુરૂષ તરફથી સુખ છે એવું આપણે કહીએ છીએ તેનું મૂળ કારણ તે સ્ત્રી પોતેજ છે એમ અનુભવથી સિદ્ધ થયું છે. અત્યારસુધી આ સમાજના મત ઉપર હું વર્ત્તતી હતી પણ ગયા વખતથી એક પુરાણી બાવાની કથાના બોધથી અને બેન મોતીના ઉપદેશથી તેના કહેવા મુજબ વર્ત્તવા લાગી એટલે આજ ટુંક મુદતમાં હું મારા પતિની માનીતી થઇ પડી છું અને મારો પતિ મને દરેક પ્રકારે સુખ મળે તેવી તજવીજ કરવા ઉત્સાહી રહે છે. ઘણી ખુશીની વાત છે કે મોતીબાઇ પતિ પત્નીના ધર્મસંબંધી

આ સભામાં એક વ્યાખ્યાન આપશે જે વખતે આપણે બીજું ઘણું જાણીશું. તે જાણી અનુકરણ કરીશું જે અતિ પ્રયાસે થતું દુર્લભ. એટલું કહી હું બેસવા રજા લઉં છું.

**રામકોર**—ખરેખર અતિ હર્ષની વાત છે કે આપણે આટલા દિવસ પ્રયાસ કરવા છતાં કોઇ પણ કામ કરી શક્યા નહીં અને મોતીબાઇએ એક જુજ જેવા સમાગમમાં આપણી કેટલીક બેનોનાં મન હરણ કરી લીધાં. આપણા મંડળમાંહેની કેટલીક બેનો મોતીબાઇના વિચાર પસંદ કરવા લાગીઓ. આવા પ્રકારની આપણા મનની હાલત છે ત્યારે આપણે કોઇ પણ કામમાં આગળ કેમ પડી શકાશું? આજે એકે આવો બોધ કર્યો તે તરફ ઢળી પડ્યાં ત્યારે કાલે બીજાના બોધ તરફ ઢળી પડાશું એમાં કાંઇ શક નથી. આટલા દિવસથી આપણે જે હેતુ સિદ્ધ કરવા પ્રયત્ન કરીએ છીએ તે હેતુ આવી રીતે સિદ્ધ થઇ શકશે નહીં. પ્રથમ કોઇ પણ કામમાં પડવા પેહેલાં તેનો બારીકીથી વિચાર કરવો જોઇએ. વગર વિચારે કોઇ

કરવા બહાર પડ્યા અને પછવાડેથી પાછી પાની કાઢવી એ હાંસીકારક છે. આપણી બેનો અસંખ્ય દુ:ખ ભોગવે છે આ કોઇ પણ પ્રકારે ખોટું નથી. દરેક પ્રાણી દુ:ખમુક્ત થવા ઇચ્છે એ ખુલ્લું છે. આપણે દુ:ખમુક્ત થઇ આપણી બેનોને દુ:ખમુક્ત કરવા બહાર પડ્યા છીએ. શિવગૌરીનું કહેવું કેટલાક અંશ ગ્રાહ્ય છે. પારસી, યુરોપીઅનની સ્ત્રીઓના જેવું સ્વતંત્રપણું અને છુટ આપણને ન મળે તેમાં હું રાજી છું પણ વગર કામ ધંધે કેદીની માફક ઘરમાં ગોંધાઇ રહેવું પસંદ કરતી નથી. આપણા હિંદુ વર્ગમાં કેટલીક છુટ છે એમ કહેવું ખોટું નથી. દેવ દર્શન કરવા આપણે જઇએ છીએ. જ્ઞાતિના કામમાં આપણે શૂરાપુરા અને મરણ વિવાહાદિમાં આપણે છચોક વડીલોની મર્યાદા મૂકી મનગમતું કરીએ છીએ. આ શું છુટ નહીં? આપણને ખરી છુટ આપવી જોઇએ આ સવાલની સાથે મળેલી છુટનો શું ઉપયોગ કરીશું? એનો વિચાર કરવો ઘટે છે. ઘડી ભર ધારો કે આપણે છુટ મેળવી તો પછી તેના ઉપયોગના સારાં નરસાં ફળ ભોગવવાં પડશે. છુટનું

ફળ સદાય સુખ છે એમ આપણે સિદ્ધાંત કરી શકીશું નહીં. વાસ્તે મારી તો આખરે એટલીજ ભલામણ છે કે શિવગૌરી અને મોતીબાઇના બોલવામાંથી જે સાર હોય તે ગ્રહણ કરવો અને આપણો દુરાગ્રહ મુકી દેવો.

**દીવાળીબાઇ**—આજે આપણી સભામાંજ પરસ્પર બે મત પડ્યાં છે. એકનું કહેવું એવું છે કે કેવળ નવુંજ સુખકારક છે અને એકનું કહેવું એવું છે કે કેવળ જુનુંજ સુખકારક છે. વળી કેટલીક તરફથી બંનેમાંથી સાર ગ્રહણ કરવો એમ કહેવાયું છે, પણ અત્યાર સુધી કોઇ પણ તરેહનો નિર્ણય થયો નથી. આવી રીતે વિરૂદ્ધ મત પડવા એ તો સ્વતઃસિદ્ધ છે. પણ કોઇપણ પ્રકારનો નિર્ણય કરી તેનું અનુકરણ કર્યા શિવાય સુખ દુઃખનો અનુભવ થઇ શકશે નહીં. વાસ્તે આજ દિને આપણી સભાના પ્રમુખ **મણીબાઇ** પોતાના જ્ઞાન મુજબ નિર્ણય કરી આપશે તો વધારે સારૂં છે. આજના વિષય ઉપર સારી રીતે બોલાયું છે વાસ્તે વિશેષ કાળ રોકવા મારી ખુશી નથી પણ મારી દૃષ્ટિએ તો સર્વ કરતાં શિવગૌરીનું બો-

એવું વિશેષ વજનકારક ગણાય છે. બેશક સ્ત્રીવર્ગને છુટ મળવી જોઇએ. પોતાના પતિની સાથે પારસી, યુરોપીયનની માફક ચાલવાથી શું ધર્મનો બાધ આવે છે? એક બીજાના વિશેષ સમાગમથી પરસ્પર પ્રેમ વધેછે અને પ્રેમ વધવાથી સુખ મળેછે. જો આપણને છુટ મળશે તો તેનો ઉપયોગ આપણે યથાર્થ રીતે કરી શકીશું. આપણી સંતતિને જ્ઞાન આપવામાં, જ્ઞાતિ વિગેરેના દબાણથી દૂર રહેવામાં, સત્યાસત્ય સમજવામાં આપણને છુટની વધારે અગત્ય છે. છુટ મળવાથી આપણે પુરૂષને એક ઉત્તમ સહાયક બનશું. અને પુરૂષ જે આજ સુખ મેળવે છે તેથી વિશેષ મેળવશે. આપણી અજ્ઞાન દશામાં આપણા માબાપ લુલાં લંગડાને, બોખા ખોખાને, ટગુમગુ ચાલનારને, ગાયની માફક ગળે ફાંસો નાખી ફાંસી દેનારને સ્વાધીન કરે છે તેમ આપણે નહીં કરીશું. આવાં અસંખ્ય કાર્યોમાં ખરી છુટની અગત્ય છે અને તે મળવી જોઇએ. માગે ન આપે તો સરકાર દરબાર ચઢીને પણ મેળવવી. **"ભાગે ચોરી મોંઘી ન કહેવાય"** એ મુજબ આપણે આપણા હક્ક સમજ્યાં

ત્યારે માંગવા શિખ્યા પણ બિચારા અજ્ઞાન અંધ પરંપરા મુજબ જુના બંધનમાં વિષકૃમિન્યાયે સુખ માનનારને ખરા સુખનો શું અનુભવ હોય? તે તેનો ગમે તો આપણી સાથે ન આવે પણ આપણે જે કામ ઉપાડયું છે તે પાર પાડવાને અને ખરી છુટ મેળવવાની પુરૂષ વર્ગ સાથે જબરી બાથ ભરવી ઘટારત છે. એમ કર્યા શિવાય દુ:ખથી મુક્ત થશું નહીં. એમ કહી હું બેસવાની રજા લઊં છું. પણ આખરે પ્રમુખને ભલામણ કરૂં છું કે આજે આપણે ચોકસ ઠરાવપર આવાય એવું થવા બંદોબસ્ત થવો જોઇએ.

**હરકોરબાઇ**—**શિવગૌરી, દીવાળીબાઇ** અને **ગુલાબ** વિગેરે બેનો ગમે તેમ કહે પણ મારૂં અંત:કરણ તો **મોતીબાઇ**ના કહેવા તરફ વિશેષ ખેંચાયછે. દીવાળીબાઇ પ્રમુખ **મણીબાઇ**ને અમુક પ્રકારનો નિર્ણય કરવા ભલામણ કરેછે પણ મણીબાઇનો કરેલો નિર્ણય સર્વ બેનો કબુલ રાખશે કે નહીં તેનો વિચાર કરતાં નથી. ધારો કે સર્વોએ કબુલ રાખ્યો પણ સર્વ તે મુજબ પાછાં વર્તશે એમાં શું પ્રમાણ? હાલના સુધારાવાળાઓ પણ આપણી માફક પુષ્કળ બડબડાટ કરતા

હતા, કરેછે અને કરશે, પણ જ્યાં પોતાને કરવાની વાત આવે ત્યાં તેલમાં માખી !! આપણી રીત રશમ એવી છે કે ઉલટો ટાટીઓ ભાંગવાથી ઘણું સોસવું પડે છે. આપણે તો સ્વભાવથી અનિશ્ચય મનવાળાં છીએ એમ કહી પ્રસંગે છુટી શકીએ છીએ પણ નિશ્ચય મનવાળાં પુરૂષોના અનિશ્ચયપણામાં કાંઇ કારણ હોવું જોઇએજ અને તે કારણ મોતીબાઇ કહેછે તેજ છે કે આપણાથી કાંઇ થઇ શકવાનું નથી. કારણ કે આપણા ધર્મકર્મનું બંધન એવા પ્રકારનું છે કે તેમાંથી જો એક પગથીયું ચુક્યાં તો દુ:ખરૂપ મહાસાગરમાં ગોથાં ખાયા કરીએ. આ સંબંધી કેટલાક સાહસિક પુરૂષોએ સોસેલ દુ:ખના દાખલા આપણી પાસે મોજુદ છે. આમ કહી સાહસ ન કરવા હું કહેતી નથી પણ કરેલ સાહસ લાંબી મુદત નિભશે કે નહીં તેનો પેહેલાં વિચાર કરવો જોઈએ. આપણે જે કામ કરવા તૈયાર થયાં છીએ તે પ્રથમ તો આપણા પતિની મરજી વિરૂદ્ધનું છે, બીજું આપણા માતાપિતા, ભાઇભાંડુ, સગાસંબંધી, નાત જાત સર્વેથી અસંમત છે. આપણે બધી બેનો કાંઇ

વિષયમાં એકમત છીએ પણ નાતજાતના તફાવતે કારણ વિષયમાં એકમત થઇ શકીશું નહીં. ધારો કે જુનો વિચાર અદ્યાપિ વિશેષ પ્રબળ છે અને તેની આગળ આપણા નવા વિચારનું જોર ન ચાલ્યું એટલે તે વિચાર આખરે આપણે છોડવો પડશે. આમ છે ત્યારે આપણું આ પ્રથમ પગલું છે અને તે પણ કેવળ જ્ઞાનવાન સ્ત્રીવર્ગ જાણે છે તે કદાચ મુકીએ તો ફીકર નહીં પણ જે પગલું શિવગૌરી ભરવા કહે છે તેથી વધારે આગળનું પગથીયું છે જે ઉપરથી કદાચ ખસીએ તો પછી વિશેષ હાંસી થાય. આજ આપણે હાંસીના વિચાર કરીએ છીએ પણ આગળ શું પરિણામ નિપજશે તેનો વિચાર કરતાં નથી. સૌથી ઉત્તમ માર્ગ એ છે કે જેમ બને તેમ સર્વને અનુકૂળ રહી તેઓની સાથે હળીમળી ચાલી તેઓને બોધ કરી ખરા માર્ગનું જ્ઞાન કરાવવું અને આપણો દુરાગ્રહ છોડી ખરા માર્ગમાં વર્તવા પ્રવેશ કરવો એ આપણા જ્ઞાનને અને લીધેલી કેળવણીને જેટલા અંશ શોભિતું છે તેટલું વગર વિચારના સાહસથી કાંઇ પણ કામ કરવા બહાર પડવું તેને શોભિતું નથી. ઘણી ખુશીની વાત

છે કે મોતીબાઇ જેવાં સુવિચારનાં બેન આ સમાજમાં આવી આપણા વિચારમાં કેટલોંક ઘટિત ફેરફાર કીધો છે અને વિશેષ તેમનાં વ્યાખ્યાનથી થશે. આપણી સભા તરફથી તે બાઇ બે વખત આવ્યાં તેને વાસ્તે ઉપકાર માનવાની હું દરખાસ્ત કરૂં છું.

**સરસ્વતીબાઇ**—હરકોરબાઇની દરખાસ્તને ટેકો આપતાં મને અતિશય હર્ષ ઉપજે છે. મોતીબાઇના ઉત્તમ વિચારે મારા મન ઉપર જે અસર કરી છે તેનું બ્યાન કરવા હું અશક્ત છું. મારાથી જાહેર સભામાં બોલી શકાય એમ નથી તોપણ અંતઃકરણના આવેશમાં આજ કેટલુંક બોલું છું. મોતીબાઇના વિચારે અને તેમના સંગે આજ ટુંક મુદતમાં મારા સુખનો મને જે અનુભવ લેવડાવ્યો છે તે એવો તો સરસ અને ચાલ્યા છે કે દરેક બેનો તેમના બોધ પ્રમાણે વર્તશે તો ટુંક મુદતમાં આજે જે વિચાર આપણે કરીએ છીએ અને અત્યાર પેહેલાં આપણે જે વિચાર કરતાં હતાં તે ભૂલ ભરેલા હતા એમ આપણે મુખે કબુલ કરીશું એટલું કહી હું બેસી જાઊં છું.

## મણીબાઇનું ભાષણ.

### પદ.

સખી વચનનો સાર વર્ણવું સખી વચનનો સાર.—ટેક.
અર્વાચીન પ્રાચીન સુજન મત, કરી ગુણ દોષ વિચાર—વ. ૧
નિત્ય નવીન નયનથી નિરખી, ઘર ઘોરણઘર પ્યાર—વ. ૨
વેદ પુરાણ અનુસરનારા મુની, સંમત સકળ અસાર—વ. ૩
પાધરિ પાધરિ ઇંગ્લિશ આદિનિ, વાતો વિમલ વિચાર—વ. ૪
કસતાં કોટ પોલકાં પેરી, કરવા કોલ કરાર—વ. ૫
સ્વતંત્રપણ પ્રતિબંધથિ કરવી, અંધ થઇ તકરાર—વ. ૬
ચોપે ચશ્મા ચક્ષુ ધરીને, નખ શિખ નકસીદાર—વ. ૭
ધર્યા ઘરેણાં કોક દિન ધર્યા, હીરીન વીંટી હાર—વ. ૮
પતિ પત્નીના ધર્મ બોધ વિણ, સઘળું તેહ અસાર—વ. ૯

### પદ ૨.

સ્વલ્પ સુણો વ્યાખ્યાન પ્રિય સખી—ટેક.
મોજ મજાથી મોજાં પેરી, પરદેશીય ઉપાન,
પ્યારાં બેન ન તેથી પામો, ભણી ભણતરમાં માન—પ્રિય. ૧
ધર્મ પુરાતન તન મન ધનથી, પાળો તજી અભિમાન;
પતિ અનુમતિથી અતિરતિ મતિ ધરી, ધરવું શ્રીધર ધ્યાન.-પ્રિ. ૨

સ્વતંત્રતા સ્વપ્ને નવ ઈચ્છવિ, એ છે ધર્મ નિશાન ;
પ્રેમ ધરી પરતંત્રપણાંપર, ભજી પ્રિય પ્રાણ સમાન.-પ્રિય. ૩
સઘળાં દુઃખ સ્વતંત્રપણામાં, પતિ સાયુજ્યની હાણ ;
પ્રપંચ પંચાયત પરહરિને, ભજવા પતિ ગુણખાણ.-પ્રિય. ૪
વિદ્યા અર્થે થે સમર્થ હકના, નાહકની તકરાર ;
કરવા કલેશ હમેશ વિશેષે, સ્વાતંત્ર્યે નવ સાર.-પ્રિય. ૫

## પદ ૩.

સ્વાતંત્ર્યે નવસાર, પ્રિય સખી—ટેક.
તજી બેન માતા પુત્રી મમ, કરતાં પતિથી કરાર-પ્રિય. ૧
ભણિ ભણતર ભણનારી નારી, કરો સખી સુવિચાર-પ્રિય. ૨
ક્યારે સઘળિ અવસ્થામાં વળિ, છિયે સ્વતંત્ર અપાર-પ્રિય. ૩
બાળપણે માતપિતાને વશ, તરૂણપણે ભરથાર-પ્રિય. ૪
વૃદ્ધપણે સુત સુતપત્ની વશ, રહે ઉદાર સુદાર-પ્રિય. ૫
સ્રીજન જન્મથિ મરણ શરણસુધી, સ્વતંત્ર નહિ નિરધાર-પ્રિય. ૬
માટે મનમોહન સુખદોહન, ભજી નિજ પ્રાણાધાર-પ્રિય. ૭
હાધારામ રામ સમ હામથિ, તો તરિએ ભવ પાર-પ્રિય. ૮

**બેનો!** પ્રમુખ જેવા અઘરા કામને વાસ્તે મને સભામંડળે લાયક ઠરાવી તે મને વાજબી લાગતું નથી.

પણ ખેર જ્યારે તેમ બન્યું ત્યારે સર્વેનો ઉપકાર માની મને મારી ફરજ બજાવવી પડે છે. આજની સભામાં **શિવગૌરીએ "સ્ત્રીઓને છુટ આપવાની અગત્ય"** એ વિષય ઉપર યથાશક્તિ સારૂં વ્યાખ્યાન આપ્યું. તેમના વિચાર, લખવાની છટા વિગેરે આગળ ઉપર સારૂં કામ કરી શકશે એ બાબતનો પુરાવો છે. વિષય સંબંધમાં પરસ્પર ભિન્ન ભિન્ન મત મારા જોવામાં આવ્યા છે. તેમાં કેટલાક મતો આપનારને પણ હું જ્યારે મારાથી વિશેષ અનુભવી જોઉં છું ત્યારે તે સંબંધી મારા વિચાર આપતાં ઘડીભર આચકો ખાઉં એમ મારા મનમાં થાયછે; પણ માથે આવ્યું બજાવ્યા શિવાય છુટકો નહીંજ.

સૌથી પેહેલાં આપણે આજે આ વિચાર કરવાનો છે. કોઇ પણ ચીજની અગત્ય તે ચીજના અભાવે હોય છે. આજે આપણે છુટની અગત્યની માંગણી કરીએ છીએ ત્યારે આપણામાં છુટનો અભાવ છે શું? આ સવાલ પ્રથમ ઉત્પન્ન થાય છે. મોતીબેને કહ્યું છે કે અસલના મુગલાઇ વખત કરતાં અને આજની મુસલમાન કોમ કરતાં આપણને વિશેષ છુટ છે એ

આપણે વગર વાંધે કબુલ કરવું પડશેજ. હવે આપણે જે છુટની માંગણી કરીએ છીએ તે પારસી, યુરોપીયનના જેવી છુટની માંગણી કરીએ છીએ ત્યારે આજના વિષયમાં **"વિશેષ છુટ આપવાની અગત્ય"** એમ લખ્યું હોત તો ઠીક થાત. છુટ આપવાનું કામ પરહસ્તે છે એમ આપણી માંગણી કરવા ઉપરથી જણાય છે. કેવળ પુરૂષથી પણ આપણને આપણે ઇચ્છિએ છીએ તેમ છુટ આપી શકાશે નહીં; તેમ કેવળ સાસુ સસરાથી પણ આપી શકાશે નહીં; તેમ કેવળ જ્ઞાતિથી પણ આપી શકાશે નહીં; તેમ કેવળ સરકારથી પણ આપી શકાશે નહીં. આ બધું ઠીક થાય છે. એ તો સોમવતી અમાસ શુક્રવારી આવે અથવા ત્રીજ તેરસ એકઠાં થવા વિચાર કરવા બરાબર છે. વળી એ પણ વિશેષ ફાયદાકારક થશે કે નહીં તેનો આપણે હાલ તરત સિદ્ધાંત કરી શકીશું નહીં. પારસી, યુરોપીયનો હાલમાં કેટલેક અંશે પસ્તાય છે એમ કેહેવું સહરાગત ભરેલું નથી. પણ હવે જે બાબતે જડ ઘાલી તે નિર્મૂળ થવું દુસ્તર. આપણને સાધારણ છુટ મળે છે તે બસ છે એમ મારો

પોતાનો મત છે. આ છુટ ઓછી થાય એવો હાલનો કાળ નથી પણ.દિનપર દિન ઉલટી વધશે તે આજની અપાતી કેલવણી અને આંખ આગળ બનતા બનાવો-પરથી જણાય છે. મોતીબેનનું કેહેવું વિશેષ મુદ્દા-સર છે એમ હું સમજુ છું અને તેનું અનુકરણ થાય એમ મારો મત છે. હું પ્રથમ તમારા વિચારની હતી પણ વિશેષ અનુભવ મળતો ગયો અને સત્ય વાતમાં આગ્રહ છોડી અનુમતિ આપવાનો રીવાજ રાખવાથી આજ જરા જરા સુખના વિચાર કરવા સુજ્યા છે. વિષયના સંબંધમાં ઘણું બોલાયું છે એટલે વિશેષ બોલી સર્વનો કાળ રોકવા ખુશી નથી. માટે આજની સભા વિસર્જન થાય તે પેહેલાં હરકોરબાઇની દરખાસ્ત બરાબર છે એમ સમજી સમાજમાં તે દરખાસ્ત પસાર થવા મુકું છું.

મતો લેતાં વધારે મતે સભામાં મોતીબાઇનો ઉપકાર માનવાને ઠરવાથી મણીબાઇએ સભા તરફથી અને પોતા તરફથી મોતીબાઇનો ઉપકાર માન્યો અને હરવખત સભામાં હાજર થવા મોતીબાઇને

વિનતિ કરી અને આવતી વખતે "પતિ પત્ની ધર્મ" એ વિષયપર તેમનું વ્યાખ્યાન ઠરાવ્યું. મોતીબાઇએ નિચેની ઈશ્વરસ્તુતિ ગાઇ સંભળાવ્યા બાદ સમાજનો ઉપકાર માની સમાજ વિસર્જન થઇ.

## ઇશ્વરસ્તુતિ.

### તોટક.

પરમેશ હમેશ કૃપા કરજો,
કર જોડી કહું મનમાં ધરજો;
અતિ દીનસમાજનિ આ વિનતિ,
મતિ આપ વિશુધ્ધ તું વિશ્વપતિ. ૧

### શિખરિણી.

પ્રભુ પ્રેમે કીધી પરમ કરૂણા આજ અમને,
રૂડાં ગીતો ગાઈ વિનય ધરિને વર્ણવું તને;
સુવિદ્યા સત્પ્રજ્ઞા સકલ સુખ આપો સુખકરા,
મહાકષ્ટો કાપો અપમતિ ઉથાપો સુરવરા. ૨

### ગીતિ.

કરૂણાસાગર દેવા, મોતીબેની સમાન શુભ સખિઓ;
કરજો કર જોડી કહું, મતિવંત સદા અનંત હો સુખિઓ.



# પ્રકરણ ૫ મું.

## ત્રીજો દિવસ—સ્ત્રીસમાજ.

સ્થળ—સર મંગળદાસ કન્યાશાળા.

## પતિ પત્ની ધર્મવિષે મોતીબાઇનું ભાષણ.

## મોતીબાઇને આપવામાં આવેલી પવિત્ર પ્રમદાની પદવી.

**સુભદ્રા**—આજના વિષયના સંબંધમાં આશા રાખ્યા કરતાં પણ વધારે સમવયી બેહેનોની સંખ્યા એકઠી થઇ છે. આ ઉપરથી આપણી બેનોને ખરી બાબત સમજવામાં વિશેષ ઉત્કંઠા હોય એમ સાબીત થાય છે. આજે સભાનું પ્રમુખસ્થાન **શીલવતીને** આપવાને દરખાસ્ત કરવા પેહેલાં તેણીના સંબંધમાં તમોને કેટલુક જણાવવા માંગુ છું. મને, અમારા મતને અનુકૂળ બેનોને એ ગુરૂજનતુલ્ય બધી બાબતોમાં છે. તદુપરાંત સ્ત્રીધર્મ અને પતિધર્મનું શાસ્ત્રીયજ્ઞાન સારૂં ધરાવે છે તેથી પ્રમુખ સ્થાનની યોગ્ય ફરજ તેઓ બજાવશે તો આપણને કેટલુંએક અગત્યનું જ્ઞાન મળી શકશે.

**મણીબાઇ—સુભદ્રાની** દરખાસ્તને સહર્ષ અનુમોદન આપતાં આશા રાખું છું કે, સર્વ બેનોની તાળીની વચ્ચે **શીલવતી** પ્રમુખ સ્થાન લેશે.

( તાળીઓના અવાજ વચ્ચે શીલવતીનું પ્રમુખસ્થાનપર બેસવું. )

**શીલવતી—**મોતીબાઇના ભાષણ સાંભળવામાં હવે કોઇ પણ પ્રકારના અંતરાયની જરૂર જણાતી નથી. માટે મોતીબાઇ! આ સ્થળે આવી પોતાનું ભાષણ શરૂ કરશે.

**મોતીબાઇ—**મારાં જેવી અજ્ઞાનોનું ભાષણ સાંભળવા આટલી બધી બેનો આવેલી જોઇ મને હર્ષ ઉત્પન્ન થાય છે. ભાષણ શરૂ કર્યાં પેહેલાં પ્રારંભમાં સમાજમાં મ-ળેલી બેનોને સદ્બુદ્ધિ, આપનાર પરમાત્માને અને સ્રીરૂપ ફુલને ન કરમાવા દેનાર ધર્મનિષ્ટ જીવન પ્રાણપતિને નમન કરૂં છું. જેઓની કૃપાથી આ સંસાર સમુદ્રના ભયંકર તોફાનમાંથી વહાણ નિર્વિઘ્ન બહાર નિકળી શકે. યથાબુદ્ધિ લખી લાવેલ નિબંધ નીચે મુજબ આપ સર્વ બેનોની સમક્ષ વાંચી બતાવું છું:—

# ઇશ્વરસ્તુતિ.

## પદ.

તુજવિન મોરી કોન ખબર લે ગોવર્ધન ગિરિધારીરે.—એ રાગ.

જય જય હે કરૂણાકર ઈશ્વર, વિનતિ તું ચિતે ધરજેરે,
આજ સમાજનિ ઉપર શ્રીહરિ, અતિશય કરૂણા કરજેરે ;
ચતુરા ચિત્ત ઉચિતજ શુભ કર્મો, ધર્માચરણો પાળોરે,
તુજ કરૂણામૃત દૃષ્ટિનિ વૃષ્ટિથિ, દુઃખ દવાગ્નિના બાળોરે.
મુજ ભાષણમાંના ગુણ દોષો, ઈશ્વર આપ ઉથાપોરે,
કરિ કરૂણા કરૂણાનિધિ કેશવ, ક્લેશ કષ્ટને કાપોરે ;
સદાચરણમાં ચાલી આલી, જન મુજ શુભ ગુણશાલીરે,
ક્ષણ ક્ષણ સ્ત્રીશિક્ષણ ગૃહિ સુન્દર, નિજ સૌભાગ્ય નિહાળીરે.
સતૂ કેળવણી ગુણ મેળવણી, દયા વિનય ગુણવાળીરે,
મધુર વચન મધુસૂદન બોલે, ટેવ નઠારી ટાળીરે ;
ભમર ચઢાવી નર નારીપર, ન કદિ ક્રોધે ભાળેરે,
સત્ય સનાતન રીતિ નીતિને, પૂર્ણ પ્રીતિથી પાળેરે.
સ્ત્રીજનના સુખભાજન આજ સભાજન વૃત્તિ સુધારોરે.
સ્નેહ વૃત્તિ શુભ સંપ સુધારો, સુધા રોપિ શુભ ધારોરે,
સતી ચરિત્ર પવિત્ર ગૃહી પતિ, સેવન પંથ પધારોરે ;
સાચો એજ સુધારો ઈશ્વર પરથોરણ નવધારોરે,
પૂર્વ કાળના સતીજનો સમ વિમલ વિચાર વધારોરે.

**બેનો !** ધર્મ, અર્થ કામ અને મોક્ષ આ ચારે પુરૂષાર્થ સિદ્ધ કરવા અર્થે આ સંસારમાં સ્ત્રીપુરૂષરૂપ એક જોડકાની જરૂરછે. એક આંખ ફુટયાં છતાં જોવાની શક્તિવાળો જેમ કાણો કહેવાયછે તેમ સ્ત્રી વિનાનો પુરૂષ અથવા પુરૂષ વિનાની સ્ત્રી સમજવાં. સ્ત્રીપુરૂષના સંબંધને વાસ્તે શાસ્ત્ર કેવો બોધ કરે છે એ જાણવા પેહેલાં લૌકિક અવશ્યે તપાસવું જોઇએ. અરૂચિમાં ભોજન કરનારને, ભોજન પૌષ્ટિક થવાને બદલે જેમ વિષ સમાન થાય છે તેમ પુરૂષ વિનાની સ્ત્રીને વાસ્તે સર્વ શૃંગાર, ખાનપાન અને ઇતર બધો વ્યવહાર દુ:ખના મૂળરૂપ સમજવો. આટલા વાસ્તે ઉમામહેશની માફક પતિ પત્નીરૂપ જોડકાની આ સંસારમાં જરૂર માનેલી છે. સ્ત્રીપુરૂષની જરૂરને વાસ્તે કોઇ પણ પ્રકારે વિરૂદ્ધ બોલવા જેવું નહોવાથી તે જરૂરીયાત બતાવવામાં કાળ કાઢવા કરતાં હું મારા મૂળ વિષય તરફ જલદી આવી પોહોંચુછું. આજનો વિષય **પતિપત્ની ધર્મ**છે. પત્નીધર્મ અને પતિધર્મ એવા બે વિભાગમાં આજનો વિષય મેં વેહેંચી નાંખ્યો છે. પ્રથમ હું **પતિધર્મનાં** સંબંધમાં બોલુંછું.

૫૬.

(સીતાજીના મહીનાનો રાગ.)

સખી શ્રવણ કરો ધરિ પ્રેમ, પતિ પ્રિય ધર્મને;
વદુ વિમલ વિષય વ્યાખ્યાન, સ્વામી શુભ કર્મને. ૧
ગ્રહું હૃદય ધરિ બહુ હૂબ, સખી ખૂબ સાંભળો;
સેવો પ્રભુાચાર સદૈવ, મેલી મનના મળો. ૨
ભાર્યા ભરણપોષણથી નામ, ભર્તા કેહેવાય છે;
તેથી સ્વામીતણા ગુણ ગ્રામ, વિશદ વખણાય છે. ૩
પરિપાલનથી પ્રિય બેન, પતિ અભિરામ છે;
કરે રક્ષણ ક્ષણ ક્ષણમાંહી, તેથી રક્ષક નામ છે. ૪
ગૃહી પાણિ વિવાહનીમાંહી, પિતા પતિ હાથમાં;
સ્નેહે સોંપી ઉચ્ચારે વાણ, પુત્રિ નિત્ય નાથમાં. ૫
સ્નેહે સેવી વસી નિજ ગેહ, સ્વદેહથી સહચરી;
રાખી ગુરૂજનની મરજાદ, સાસર વાસો કરી. ૬
ભાવે ભવ દુઃખ ભંજનહાર, હરિ સમ ભરથારમાં;
પત્ની પતિનો સરખો સ્નેહ, તે સાર સંસારમાં. ૭
લાધારામ પ્રભુ અભિરામ એવી કરૂણા કરો,
ધન જોબન મદ અભિમાન તજી તુંજમાં ધરો. ૮
મનમોહન શ્રીધર રામ સદા મનમાં ધરો
પોતે સુધરી સુધારી સ્વદેશ ભવાંબુધિને તરો. ૯

પ્રતિ શબ્દનો સાધારણ અર્થ ધણી, પાલક, રક્ષક વિગેરે થાય છે. યથાવિધિ આશ્રમ ધર્મમાં રહેનાર બ્રહ્મચારી પ્રથમાશ્રમમાંથી દ્વિતીયાશ્રમમાં આવવાને જ્યારે તે સ્ત્રીની સાથે યથાવિધિ લગ્ન કરે છે ત્યારે પતિ એ નામને પાત્ર થાય છે. પતિ શબ્દના અર્થ ઉપરથી પુરૂષે સ્ત્રીનું સારી રીતે પોષણ કરવું એ સિદ્ધ થાય છે. ધર્મ શાસ્ત્ર પક્ષપાતિ નથી. અગાઉ એમ બોલાયું હતું કે જો ધર્મશાસ્ત્રના ગ્રંથ સ્ત્રીવર્ગથી લખાયા હોત તો આજે પુરૂષને વાસ્તે અધિકત્વ જોવામાં આવે છે તે આવત નહીં પણ તે બોલવું વગર વિચારનું હતું એ હું હમણા સિદ્ધ કરૂં છું. કેટલાક એમ માને છે કે સુખ એજ સ્વર્ગ તે માફક સુખ લેવાને ઇચ્છા રાખનાર પુરૂષે સ્ત્રીનું સન્માન અવશ્ય કરવું જોઇએ એમ શાસ્ત્રકારો કહે છે. તદુપરાંત સ્ત્રી વિનાનાં ઘરને મસાણતુલ્ય માન્યું છે. આપણા સ્ત્રીવર્ગના હકોને વાસ્તે અને આપણા પોષણને વાસ્તે **મનુ, યાજ્ઞવલ્ક્ય** વગેરે મહર્ષિઓએ ઘણુંજ લખ્યું છે પણ આજ કાલ તે લખાણનો ઉપયોગ સર્વથા નાશ પામ્યા સમાન થઇ રહ્યો છે. આ બાબતમાં મૂળ કારણ સ્ત્રી હો વા પુરૂષ પણ

દરેક આર્યધર્માભિમાની પુરૂષોની ફરજ છે કે કદાપિ બીજા સ્ત્રીવર્ગ સ્વધર્મથી ભ્રષ્ટ થાય તોપણ તેણે જ્યારે નાક કાપ્યું ત્યારે હું આંખ ફોડું એવું અભિમાન નરાખતાં પોતે તો સ્વધર્મમાં રહેવું જોઇએ. પુરૂષ સ્વધર્મનિષ્ટ હોય તો ગમે તેવી કુભાર્યા હોય તોપણ તે કેટલાક કાળે પોતાના ધર્મમાં આવ્યા વિના રહેશે નહીં.

સ્ત્રી પુરૂષનો સંબંધ ઋણાનુંબંધ છે. જેનો સ્વપ્ને પણ ખ્યાલ નહોય એવી બીજાની કન્યા કોઇ પુરૂષના ઘરમાં મ્હાલે અને પ્રજોત્પત્તિરૂપ કાર્ય કરે એ શું થોડું આશ્ચર્યકારક છે? આટલું છતાં તત્વવેત્તાઓ એમ કહેછે કે સ્ત્રીઓના ધર્મ પ્રજોત્પત્તિ કરવી એટલા માટેજ નથી પણ પુરૂષની સાથે ધર્મના કાર્યો કરી આજન્મસિદ્ધ પ્રેમ યાવત્જન્મ નિભાવી રાખવો એજ છે. પુરૂષે પોતાની સ્ત્રી થઇ આવેલી બીજાની કન્યાની સાથે અતિશય પ્રેમથી વર્તવું એ તેનું મુખ્ય કર્મ છે. આંજ કાલના લગ્નો એવા રૂપાંતરમાં થાય છે કે પુરૂષ પૂરો ભણવા કે કમાવા શિખ્યો નહોય એટલામાં ગળામાં વરમાળ ધાલી સ્ત્રીવાળો કરી મુકે છે.

આ ઉપરથી પ્રેમરૂપ અમૃતનો સ્વાદ ચાખવા આવ-નારને ચંદનવૃક્ષના સર્પના જેવો અનુભવ થાય છે. પ્રેમ થવો એ સેહેલું નથી. પ્રેમ ઉત્પન્ન કરવાને સર્વથી વિશેષ સાહિત્યની જરૂરછે. તેમ છતાં સ્ત્રીવાળા થયેલા પેલા વરરાજા વગર સાહીતે સ્ત્રીના ઉપર સતેજપણું ભોગવવા ઉમેદ રાખે ત્યારે પરસ્પર પ્રેમ થવામાં વિઘ્ન આવે એમાં શી નવાઇ? હું આટલું તો નિર્વિવાદ કહું છું કે, જો આ સંસારમાં પતિ અને તેના કુટુંબી-ઓ પોતાનું ઘર સારી હાલતમાં આવેલું જોવાનેજ આતુર હોય તો તેમણે રળવા કમાવા અને પોતાના ઘરનો વ્યવહાર ચલાવવા શક્તિમાન થયા બાદ સંસા-રની ધોંસરીએ જોતરાવવું. આ વિગેરે અનેક વિચારો પ્રસ્તુત વિષયને સારૂં વિશેષ અગત્યના નથી. આપણે હાલમાં પતિના ધર્મના સંબંધમાં વધારે બોલવાનું છે. અને તે એવા રૂપાંતરથી બોલાવું જોઇએ કે જો તેનો અમલ કરવાને મનપર લેવા ઇચ્છનાર ધણી હમણાજ તેનો અમલ કરી શકે.

જોઇએ તો અણસમજણનો હોય, જોઇએ તો સમ-જણો હોય; જોઇએ તો વિદ્વાન હોય, જોઇએ તો મૂર્ખ

હોય; જોઇએ પૈસાવાળો હોય, જોઇએ તો ગરીબ હોય. પણ તેણે સ્ત્રીને પરણી આવ્યાબાદ પોતાનું વર્તન ઘણીજ સંભાળ પૂર્વક રાખવું જોઇએ. સ્ત્રીપુરૂષના મન સમાન હોય એમ તો મુહૂર્તમાંથી તો ક્યાંથી બને ? અરસપરસનો પ્રેમ ગાઢ થવાને વાસ્તે બીજો પણ કેટલોક યત્ન ઘર મધ્યેના વડીલોએ પણ કરવો જોઇએ. પુરૂષે કેલવણી લીધેલી હોય અને પોતાને વગર કેલવાયલી સ્ત્રી મળી હોય તો તેપર અભાવ કરી માર પછાડ કરવાનાં કરતાં તેણીને ધીમેથી સુધારવા મનપર લેવું જોઇએ. ફુવડ સ્ત્રી મળનારને પણ ઘરમાં કંકાસ કરવાથી ફાયદો મળે નહીં. પોતાની મરજી માફક સર્વ વર્તન જ્યારે સ્ત્રી ખરા પ્રેમના બંધનમાં આવે ત્યારેજ કરે. આ ઉપરથી પુરૂષે સ્ત્રીને સ્વતંત્રતા આપવી એમ કહેવાનો મારો ઇરાદો નથી. પણ પુરૂષે સ્ત્રીમાં કોઇપણ પ્રકારના હાનિકારક દૂષણો દાખલ ન થાય તે બાબતમાં વિચાર કરવો તેના કરતાં આવી બાબતનો વિચાર એ હલકો ગણાય. આજ કાલ પતિઓને કંકાસ કરવાનું અને આપણા ખરા

પ્રેમની દોરીમાં આંટી આવવાનું ખરૂં કારણ કેવળ ઉપર બતાવેલાં જુજ જુજ કારણ શિવાય વિશેષ જોવામાં આવતું નથી. આપણું પૂરૂષ પોષણ કરે છે એમ તો જોઇએજ છીએ. પુરૂષનો મુખ્ય ધર્મ જ્યારે તે બજાવે છે ત્યારે બીજી બાબતમાં એટલે પ્રેમની બાબતમાં પુરૂષને એકલાને દોષિત માનવાને હું આશ્ચર્ય પામું છું. પુરૂષે હમેશ પોતાની સ્ત્રીઓને સુખી રાખવાનેજ ઇચ્છે છે પણ એમ જોવામાં આવતું નથી, તેનું કાંઇક કારણ આપણે છીએ.

પતિધર્મના ઉપસંહારમા માત્ર ખરા મુદ્દાસર આપણે એટલુંજ કહેવાનું કે તેણે સ્ત્રીનું યથાશક્તિ પોષણ કરવું અને કેટલીક બાબતમાં થયેલા દોષો સુધારવા. રાતામાતાં નથતાં વિચારથી કામ કરવું. પોતાની ઘરની સ્ત્રીમાં અભાવ કરી અન્યના પ્રેમમાં જોડાવાની ઇચ્છા કરવી એતો અમૃત મૂકી વિષપાન કર્યા સમાન છે. દરરોજ પ્રેમમાં વિઘ્ન થવાનું મુખ્ય કારણ રૂપ છે. રૂપમાં મોહ પામવાથી ઇન્દ્રવારૂણી ફુલો જેમ આંખો ફોડે છે તેમ થાય છે. અમૃત પાન મૂકી મદિરા પાન

કરનારે સારી રીતે સમજવું જોઇએ કે અમૃત પડ્યું પડ્યું સુકાઇ જાય એમ નજ બને, પણ કોઇનો કોઇ તેનો ભોગી મળેજ. પુરૂષે હમેશાં નીતિમાં રેહેવું એ તેનું કર્ત્તવ્યકર્મ છે. ઘરમાંની કદરૂપ સ્ત્રીનો ત્યાગ કરતાં પેહેલાં એમ વિચાર કરવો જોઇએ કે કદાચ ઇશ્વરે એક આંખે આંધળા બનાવ્યા હોત તો શું ફરીથી એ આંખ સુધારી અથવા તો એ આંખ મૂકી બીજાની આંખે જોઇ શકત કે? ગમે તે પ્રકારે પુરૂષે પોતાનું મન અને પ્યાર પોતાની સ્ત્રીમાંજ રાખવો. નસીબમાં નેકી પુરૂષાર્થનું અને રાજા બનવાનો યત્ન એ શું? રૂપ, રસ, ગંધ વિગેરેમાં મોહ પામવાનું નથી અને કદાચ મોહ પામવાની આતુરતા હોય તો સો વરસના પુરૂષનું મન જેમ મોહિત થતું નથી તેમ આખરે તમારે વાસ્તે પણ બનવાનું છે. એનો નિશ્ચય કરવો એટલે સહેજે એમ સમજાશે કે માત્ર ક્ષણની તૃપ્તિને વાસ્તે અભોજ્ય ભક્ષ એ મિથ્યા છે. અવસરની અનાવકાશે સંક્ષિપ્તમાં સમાપ્ત કરવાનું હોવાથી હમણા **પત્નીધર્મ** તરફ આવું છું.

( નારાયણ નામ લેને તું પ્રાણીરે—એ રાગ.

શિક્ષા સુણો સ્નેહથી સખિ મારીરે,
પ્રેમે વર્ણવું વિષય વિચારી. શિક્ષા. ૧
પતિ પત્નીના ધર્મો ઊચ્ચારૂરે,
જેહ છે હૃદય અવશ્ય તમારૂ. શિક્ષા. ૨
પતિ સેવનમાં પ્રાતિ ધરવીરે,
નીતિ રીતિ રૂડી સંઘરવી. શિક્ષા. ૩
પરનિન્દા સદા પર હરવીરે,
ક્રૂર કાણિ નકોની કરવી. શિક્ષા. ૪
ભણિ ભણતરને શુભ ગણવુંરે,
યશરૂપ સુમંદિર ચણવું. શિક્ષા. ૫
રૂડું રાંધી પતિને પીરસવુંરે,
પ્રેમ પૂર્વ વિમલપંથ વસવું. શિક્ષા. ૬
ખળતા ખટપટથી ખસવુંરે,
ભૂંડું વેણ મુખે નવ ભસવું. શિક્ષા. ૭
હેતે હળિમળિ આલી શું હસવુંરે,
સારી ચાલથી ચતુરા ન ચસવું. શિક્ષા. ૮
પાંખા પટકુળ પેરી ન કસવાંરે,
ધાર્યાં સ્વતંત્રપણે નવ ધસવાં. શિક્ષા. ૯

પરપુરૂષ શું હેતે ન હસવું રે,
નિંદા ગળિશું લલાટ ન ઘસવું. શિક્ષા ૧૦
પૂરા પુણ્યને પંથે ચાલોરે,
સ્વામિ ગુણગ્રામ ધામમાં માલો. શિક્ષા ૧૧
વિદ્યા શિખી વિચારો સુધારોરે,
નવધારો કુધારો સુધારો. શિક્ષા. ૧૨

સ્ત્રીઓએ પોતાના પતિના તાબામાં રહી પતિની સાથે ધર્મનાં કૃત્યો કરવાં. ઘરમાં પુરૂષની દરિદ્રતા હોય તો તે સહન કરવી. સુખમાં અને દુઃખમાં સરખો ભાગ લેવો. પતિના વડીલોની મર્યાદા રાખવી. પતિના સુખને વાસ્તે ઘરની અંદરની ચિજોની યોગ્ય વ્યવસ્થા કરવી. મન એ ચંચળ છે પણ તેને કાબુમાં રાખી તેનો ઉપયોગ સદાય પરસ્પરનો પ્રેમ ગાઢો થાય તેવી રીતે કરવો. પતિ ગમે તેવો રોગી, દુઃખી, પાપી, વિગેરે હોય પણ તેનો ત્યાગ કરવાનું મનપર નલેતાં, પ્રાણ ત્યાગનું મનપર લઇ ઘરના કામમાં મચ્યાં રહી, પુરૂષનાં વહાલાં થવું જોઇએ. આપણે કદાચ કેલવણી લીધી હોય તો તેનો ઉપયોગ આપણા પરસ્પરના પ્રેમરૂપ અંકુરને પ્રફુલ્લિત કરવામાં કરવો.

પણ તેનો છેદ કરવામાં પગપર કુવાડો માર્યો જેવું થાય. આપણે આપણા આચરણ સદાય નિર્મળ રાખવાં. ચંચળ લક્ષ્મીને જેમ ચોરીનો સજડ ભય છે તેમ આપણે વાસ્તે પણ દુષ્ટજનોનો પણ સજડ ભય છે. આ ભયથી આપણે કેમ બચીએ તેનો નિત્ય વિચાર કરવો જોઇએ. આપણને છુટ મળવી જોઇએ પણ મળેલી છુટનો શું ઉપયોગ કરીશું તેનો વિચાર કરી છુટ માંગવા યત્ન કરવો, પણ યાદ રાખવું જોઇએ કે માંગ્યું મળે તેના કરતાં વગર માંગ્યુ દશઘણું વધારે મળે. આપણી બેન તેના પતિની સાથે ઘરસંસાર સુખને લીધે ખાન પાનાદિકમાં સારી રીતે સુખી હોય પણ ગૌણ પદાર્થ તરફથી મનને ખેંચી સર્વથી ઉત્તમ પ્રેમની બાબતમાં તેની તુલના કરવી. ગરીબ, કંગાલ, તવંગર અને રાજાઓના સ્ત્રીપુરૂષના પ્રેમમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા આવી શકે એમ નથી. પ્રેમને નથી પૈસા જોઇતા, નથી ખાનપાન જોઇતું, નથી વસ્ત્રો જોઇતાં, નથી કોઇની ઉશકેરણી જોઇતી; પણ કેવળ મનનું નિખાલસપણું જોઇએ છીએ. કદાચ કોઇ બેનો એમ પ્રશ્ન કરશે કે મનનું નિખાલસપણું

કેમ સમજાય? તો હું ખાત્રીપૂર્વક કહી શકીશ કે ઈશ્વરની કુદરત એવી છે કે આપણા મનનો ભાવ સામાના મનમાં આબેહુબ પડી શકે છે. પ્રેમરૂપી ઝરાનું પાણી જુદી જુદી નળીઓથી વેહેચાવું ન જોઇએ પણ તેને દૃઢ કરવાને એક વૃક્ષનું અંકુર પસંદ કરી તેના મૂળમાં જવાનો અને તદ્દ્વારાએ પ્રૌઢીને પામેલ વૃક્ષનાં ઉત્તમ ફળોના આહાર કરવાનો સંકલ્પ રાખ્યો તો સદૈવ સારૂંજ થવાનું. આપણી બેનોમાં દેખાદેખીનો અને દરદાગીનાનો શોખ પ્રેમના શોખ કરતાં વધારે જોવામાં આવે છે. આ શોખ આપણા પ્રેમમાં હાનિકર્ત્તા છે. પુરૂષના ઉપર તો માત્ર આપણું પોષણ કરવું એજ ફરજછે પણ આપણા ઉપર તો પુરૂષના સુખને વાસ્તે બધા પ્રકારની વ્યવસ્થા કરવા રૂપ ફરજ આવી રહી છે. જેમ આ-પણે આપણા ઘરમાં શું છે તે જ્યાંસુધી કોઇ આગળ નહીં જણાવીએ ત્યાંસુધી કોઇ જાણવાનું નથી. તેમ આપણા સુખદુ:ખની વા પૈસા ટકાની બાબતમાં કંકાસ કરવાનું મૂકી દઇ પરસ્પર હેતપ્રીતથી વર્તશું તો ઘરની સ્થિતિ કોઇ નજાણતાં આપણે સુખી રહી

શકીશું. શું આ આપણને થોડો લાભ છે? સર્વથા પતિની આજ્ઞામાંજ રહેવાથી આપણને ફાયદો છે. પતિને અનીતિમાન થવાનું કારણ આપણા પ્રેમની ન્યૂનતાજ છે.

આપણા દૂષણોમાં અસત્ય બોલવું, એ પણ એક ગણેલ છે. અગર જો કે આ બાબત સઘળે એક સરખી લાગુ નથી પડતી તોપણ આપણે આપણી સાધારણ ભૂલ છુપાવવાને વાત વાતમાં જુઠું બોલીએ છઇએ તે વાજબી કહેવાય નહીં. પુરૂષના સુખના સાધનોની દરકાર ન રાખતાં એક બીજાની કુથલી સાંભળવામાં કાળ કાઢવો એ પ્રેમનાછેદક મૂળતત્વો માંહેનું એક છે. નિત્ય પોતાનું કામ કરી પતિની સેવા કરવી એજ આપણે વાસ્તે સ્વર્ગ પામવાનું છે. મને આવો પતિ નમળ્યો એમ વિલાપ કરવો એ વળી દુઃખદાયક થાય છે. વિધિએ જે ઘટના ઘડી છે, તેમાં સંતોષ પામવો એજ ઉત્તમ છે. સંતોષ નપામવાથી આપણું કાર્ય સરતું નથી. તોપણ મનનો સ્વભાવધર્મ એવો છે કે મહાસાગરમાં બુડતો માણસ મોજા પકડવાને પ્રયત્ન કરે.

મારા વિષયની સમાપ્તિમાં હું સર્વે બેનોને એજ પ્રાર્થના કરૂં છું કે બધી કેલવણીમાં પેહેલાં ઘરમાં પતિ સુખ કેવી બાબતથી પામશે એ કેલવણી લેવી જોઇએ. આ કેલવણી સાસરીયાં પીયરિયાંના ઘરની પરંપરાથીજ મળે છે. દાળશાકમાં મીઠું કેટલું નાંખવું તેની સમજ નછતાં પૃથ્વી ફરે છે, ચંદ્ર અને સૂર્યની વચ્ચે આટલું અંતર છે, આ જ્ઞાન નિરૂપયોગી છે. સો સો દાસીઓ જેની સેવામાં હતી એવી મહારાણીઓ પોતાના ઘરવ્યવહારમાં નિપુણ હતી. એ બાબત આપણે આજે પણ ઇતિહાસદ્વારાએ જાણીએ છઇએ વાસ્તે સર્વથા મિથ્યા છુટની અભિલાષા મૂકી દઇ પોતાના પતિની આજ્ઞામાં રેહેવા સમાન સ્ત્રીવર્ગને વાસ્તે બીજું કાંઇ નથી. પતિનો પ્રેમ મેળવ્યો તો પછી શું નથી મેળવી શકતાં? પ્રેમમાં નિયમ કશોજ હોતો નથી. પ્રેમી જોડું અગર જો કે સાધારણ દૃષ્ટિએ મર્યાદા રહિત જોવામાં આવે છે પણ બારીક વિચારે તેના સમાન બીજું કોઇ સુખી નથી. **પતિ પત્નીના ધર્મ**ના સંબંધમાં બંને જણાઓએ પ્રેમમાં રહેવું. નીતિથી વર્તવું, પરસ્પરના

સુખ દુ:ખમાં સમાન ભાગ લેવો અને પોતાની સ્થિતિમાં સંતોષ માનવો એટલુંજ કહેલું છે. પતિનો ધર્મ પોષણ કરવું અને સ્ત્રીનો ધર્મ પતિના સુખની વ્યવસ્થા કરવી એજ છે. એમ નથી કે પતિ પુકાર મારતો રહે અને જે જે કરતાં દોડવું! નથી એવું કે પતિ દુ:ખી થાય અને પીયરિયાંને સુખી કરવા પતિને મુકીને દોડ્યાં જવું! નથી એવું કે પતિના પ્રાણની દરકાર ન કરતાં લુગડાંલત્તાં અને દરદાગીનાની દરકાર કરવી! સર્વથા પતિમાં આસક્તિ રાખવી. સર્વ બેનોને પ્રાર્થના પૂર્વક મારી એજ પ્રાર્થના છે કે આજના વિષયમાંથી સાર ગ્રહણ કરી વાજબી રીતે વર્ત્તી પતિના માનીતા થઇ આ લોક અને પરલોકનું સુખ સંપાદન કરવું.

( ભાવે ભજો ભગવાનને ભવ તરવાંરે.—એ રાગ. )

વિદ્યા ભલી ભાવે ભણી ભણનારીરે,
ગૃહી ધર્મ કર્મના મર્મ સુજનતા સારીરે. ૧
વિમલ વિષય વાંચી કરી સખી સારીરે,
નિત્ય નેમ ધરી નિજ નાથ પદે રતિ ધારીરે. ૨

મ.ગું આપિશ આશિશ નામી પ્રભુ સુખકારીરે,
સ્વામી સેવનને કરનારી સખી દે સુધારીરે. ૩
દાસી **મોતી**ની વિનતિ શ્રવણે ધરીજ મુરારિરે,
શોધિ બોધ અબાધ અગાધ તરે ભવ ભારીરે. ૪

આટલું બોલી બેસવા રજા લઉં છું.

**શીલવતી—બેનો!** મૂળમાં મોતીબાઇએ પોતાના ભાષણને વાસ્તે વધારે વખત લીધો છે, આટલું છતાં અગર જો કે કેટલીક બાબત ઉથલાવી ઉથલાવી અસર થવાને વાસ્તે કહી છે તોપણ તેમ કહેવાની જરૂર હતી. મોતીબાઇનું કેહેવું સર્વ ધર્મશાસ્ત્રને અને સમજુ પુરૂષના બોધને અનુસરતું છે. આજના વિષયમાં વાદ કરવા જેવું કાંઇજ નથી. તેમજ સંશયાત્મક પણ નથી. સભામાં બિરાજેલાં બેનોની મરજી વિષયને આવતી સભા સુધી લંબાવવાની હોય તો મને હરકત નથી પણ મારો મત એવો છે કે આજ દિનેજ આ વિષયની પૂર્ણાહુતિ થવી જોઇએ. (ચારે તરફથી ઠીક ઠીકના અવાજો આવવાથી) વારૂ ત્યારે હું આજ દિને એક બીજું કામ કરવાની બેનોને ભલામણ કરૂં છું. જે ભલામણ નિરૂપયોગી થશે નહીં. એવી મારી ખાત્રી છે

હું જે ભલામણ કરવા ઇચ્છું છું તે આજ છે કે, મોતીબાઇ જેનો ઘરસંસાર એવી રીતનો છે કે તેના ઉદાહરણોથી અને બોધથી કેટલાંક કુટુંબનો કંકાસ નિર્મૂળ થયો છે અને થશે. સાંપ્રત કેલવણી નલેવા છતાં ઘરવ્યવહારના કામમાં એ બાઈ એવાં તો નિપૂણ છે કે ભલભલાને કેટલીક બાબતમાં તેની પાસે શિક્ષા લેવા જવું પડે છે. કેલવણીના સંબંધમાં તેમના વિચાર મેં કેટલીક વખત સાંભળ્યા છે અને તેજ આજે સાંભળવાની જોગવાઇ વિષયાંતર હોવાથી બની છે તો પણ બીજા પ્રસંગે સમાગમ થયાથી વધારે સાંભળશું. આજ દિને સભા વિસર્જન કરવા પેહેલ હું ઇચ્છું છું કે આ સભા તરફથી **મોતીબાઇ**ને યથાઘટિત **પવિત્રપ્રમદા**ની પદવી આપવી. આ પદવી લાંબા કાળ સુધી તેઓ ભોગવે અને આપણી બધી બેનોને તેના યોગ્ય બોધથી પવિત્ર કરે. તેથી બીજી બેનો પણ આવી પદવીઓ લે. આ પદવી આપવાનો હેતુ છે. આમ કરવાથી આપણું કામ આગળ ઉપર ઘણાજ સારા પાયાપર આવશે અને નવા જુના વિચારના સંમેલનથી ખરા તત્વનું જ્ઞાન આપણે પામી શકીશું.

**સરસ્વતિ**—**શીલવતી**ની ભલામણ ખરેખર વખાણવા લાયક છે. અગરજો કે, આપણા વિચારમાં ફેર હતો તોપણ ટુંક અનુભવ ઉપરથી **મોતીબાઇ**ના ભાષણની અસર આપણી ઘણી બેનોનાં મનપર થવાથી તેઓના ઘરનો કંકાસ હાલમાં દૂર થયો છે. તેઓના પુરૂષોનો પ્રેમ વધ્યો છે અને તેઓ સારૂં સુખ ભોગવે છે.

**શીલવતી**—બેનો! તમારા સર્વની સમ્મતિથી આજ દિને **મોતીબાઇને પવિત્રપ્રમદા** એ પદવી આપવામાં આવી છે. (તાળીઓ) આપણે બધાં આજ દિને કજીઆબાઇ, વઢકણી, ફુવડ એવાં ઉપનામોને બદલે આવાં ઉપનામો આપવા શક્તિમાન થયાં એ શું થોડું ખુશી થવા જેવું છે? **મોતીબાઇ**ની માફક સર્વ બેનો ઘટિત પદવી મેળવશે એવી ભવિષ્યમાં હું આશા રાખુંછું.

સહિયરો આજ છે મંગળ ટાણું રે
ગાઇએ અવસરનું શુભ ગાણુંરે—એ રાગનો ટેક.
પ્યારાં બેની આવા સમય શુભ આવોરે,
લઈએ નિજ નિતી શુભ લાવોરે. સહિયરો. ૧
વિદ્યા શિખી વિમળ વિચાર પવીત્રરે,
**મોતી** બેનીએ ચર્ચ્યું સતી સુચરિત્રરે. સહિયરો. ૨
આપે બેન અબળા પ્રબળા કેમ થાવુંરે,
તજી મરજાદ સ્વતંત્ર નથાવુંરે. સહિયરો. ૩

પતિ ભજી જો હોય વૈકુંઠે જાવુંરે,
માનો મનમાનિની આ વિનતિ મારીરે. સહિયરો. ૪
બેનો આવી બને સદા સુચરિત્રરે,
**મોતી** સમ **પ્રમદા** સુખી સુપવિત્રરે. સહિયરો. ૫
શાણિ બેને દીધો સુન્દર ઊપદેશરે,
પોતે નિતિયુક્ત કર્યો છે સ્વદેશરે. સહિયરો. ૬
એવી બેનો ઈશ બતાવો હમેશરે,
લાધે મન મોહન મંગળ વેશેરે. સહિયરો, ૭

**મોતીબાઇ**—કોઇપણ પ્રકારની લાયકી ન છતાં મને આ સભા તરફથી જે પદવી આપવામાં આવી છે તે કાળે કરીને પણ ઈશ્વર યથાર્થ કરે એમ ઈશ્વર પ્રત્યે મારી દીનભાવથી પ્રાર્થના છે. આપણી બેનો પ્રત્યે મેં જે કાંઇ મારા જ્ઞાન મુજબ બોધ કર્યો છે તેની અસર થઇ જાણી હું પારાવાર ખુશી થાઊં છું. તેમજ સર્વ બેનોનો મારા પ્રત્યે આવો સંપૂર્ણ પ્રેમ જોઇ હું ખુશી થાઊંછુ. આવી પદવીઓ મારા હાથથી બીજી બેનો પામે એવો ઈશ્વર વખત આપશે.

**શીલવતી**—બેનો! આવા અવસરનો લાભ સદૈવ મળવા હું ઇચ્છુંછું. સભામાં બિરાજેલા બેનોનો અને **મોતી-બાઇ**નો ઉપકાર માની ઈશ્વરની પ્રાર્થના કરી સમાજ વિસર્જન કરૂં છું.

## રાગ ભૈરવીનું પદ.

ભજ મનમોહન દેવા તન જોબન મદ તજીને
કર કેવળ રામની સેવા.—એ રાગ.

જય જય અતિ કરૂણાનિધિ શ્રીપતિ, શ્રીહરિ કરૂણા કીજે.—ટેક.
વિદ્યા વિનય વિમલ સુવિચારો, શુભમતિ ધર્મે દીજે,
સુન્દર શિક્ષણ ગ્રહિ સ્ત્રીજન, અનુપમ લાવો લીજે. જય. ૧
**પ્રમદા** જનમદ હદમાં નજતાં, સદ્દગુણમણી ગ્રહી જે,
નિત્ય નેમ ધરિ જેમ બને સમ, પ્રણય શુધા શુભ પીજે. જય. ૨
ભાષાજ્ઞાન ભલે ભગિનિને ભલું, દેશનું ભલું કરીજે,
સકળ બેન શુભ સંપ સુધારણ, કારણ ધ્યાન ધરીજે. જય. ૩
ધર્માચર્ણે જય સુખ કરણી, સ્ત્રીજન મેળ્વુ સમાજે,
સ્થાપો આપ અમાપ રમાપતિ, કષ્ટ કુમતિને કાપો. જય. ૪
શ્રીકેવલરામ સદ્દગુરૂ હરિ, જયજયકાર પ્રચારો,
નિતિ નિપુણ સદ્દગુણી બેનોનાં, ચંચલ ચિત્ત સુધારો. જય. ૫
સતી ચરિત્ર પવિત્ર સંગ્રહી, સુપૂજ્ય પંથ પધારો,
**પવિત્રપ્રમદા** શીલ વૃતે કરિ, ધરો પવિત્ર પ્રકારો. જય. ૬



(ટુંક મુદતમાં બે ભાગમાં છપાઇ પ્રસિદ્ધ
થનાર રસિક અને મનોરંજક
વારતાનું પુસ્તક.)

# સીતા

**આ વારતાનું પુસ્તક સ્વર્ગવાસી કર્નલ મેડોઝ
ટેલરના અતિ વખણાયલા અંગ્રેજી પુસ્તક-
પરથી ગુજરાતી ભાષામાં સુધારા
વધારાથી રચવામાં આવ્યું છે.**

ઈ૦ સ૦ ૧૭૧૭ ના વરસમાં લાર્ડ ક્લાઇવ નામના પ્રખ્યાત અમલદારે તા૦ ૨૩ થી જુનને દિવસે પ્લાસીના લડાઇમાં ફતેહ મેળવી અને અંગ્રેજી રાજ્યનો પાયો રોપ્યો જે હજી સુધી તપે છે.

આ સમયે હિંદુ લોકોમાં એક જ્યોતિષની ભવિષ્ય કથનની વાણી કાઢવામાં આવી હતી કે અંગ્રેજ કુંપની બહાદૂરનું રાજ્ય ફક્ત એક સેંકડો (સંવત ૧૮૧૪ થી સંવત ૧૯૧૪) સુધી ચાલનાર છે. આ નવી હકુમતવાળા સો વરસમાં હિંદુ અને મુસલમાનોપર સર્વોપરી થયા. તેઓએ પોતાની નવી અને મજબુત કળા કૌશલ્યતાના બીજો રોપ્યાં.

ઈ૦ સ૦ ૧૮૫૭ અથવા સંવત ૧૯૧૪ માં જે બળવો થયો હતો તે કંઇજ નહી પણ પોતાનો ગુમાવેલો દરજ્જો પાછો મેળવવાની બધાઓની એક સંપી કોશીસ હતી. એ

ખંડમાં જુલમી, ફીતુરી, બળવાખોર અને લુટારાનો આગેવાન પલટણમાંથી બરતરફ થયેલો, આપણી વારતાની નાયકા, **સીતા**પર ઘાતકી હુમલાઓ કરી વેર લેનારો **એઝરાયલ પાંડે** નામનો પુરૂષ મુખ્ય આગેવાની ધરાવનારો હતો.

એ પ્રમાણે આ પુસ્તકમાં ઘણી ઘણી બાબતોનો સમાવેશ થએલો છે. કસ્તુરીની સુગંધ કંઈ વર્ણવી પડતી નથી. માટે સ્થળ સંકોચને લીધે આનો વિસ્તાર કરવામાં આવતો નથી! પણ એટલું તો જણાવ્યા વગર રહેવાતું નથી કે રસિક વાંચનારાઓને વારતા વાંચવી શરૂ કર્યા પછી પૂર્ણ થતાં સુધી પુસ્તક હાથમાંથી છોડવું ગમશે નહીં.

આ પુસ્તકમાં સારા ડીઝાઈનના સુન્દર ચિત્રો કરાવી દાખલ કર્યા છે. દરેક ભાગના પાના લગભગ ૩૦૦ સુધી થશે. ઘરની લાયબ્રરીમાં શોભે તેવું સુનેરી અક્ષરના પાકા પુઠાંથી બંધાશે.

પુસ્તકના સંબંધી વધુ વિગત વિષે નિચેના સરનામેથી પત્ર વ્યવહાર કરવો.

પુસ્તકના બંને ભાગો સાથે છપાઈ બહાર પડશે.

**કિંમત.**

**દરએક ભાગની અગાઉથી ગ્રાહક થનાર સાહેબો પાસેથી રૂ. ૨ લેખે. પાછળથી રૂ.૨-૮-૦ લેખે પડશે. દરેક ભાગના ટપાલ ખરચ આના આઠ પડશે.**

**મનમોહનદાસ દયાળદાસ,**

**પ્રગટ કર્તા.**

**ઠે૦ ભૂલેશ્વર ત્રીજો ભોઈવાડો. ઘર નં. ૫૨. મુંબઇ.**

# અડધી કિંમતે

## વાર્તિક સદ્‌બોધ રસરાજ

માસિક ચોપાનિયાના

**વર્ષ બેના ફાઇલો**

કિંમત રૂ. બે. પોસ્ટેજ આના ચાર.

**ઠે૦ ભુલેશ્વર ત્રીજો ભોઇવાડો. ઘર નં. ૫૨૯**

મુંબઇ.